જુજ નકલો સીલક છે

આ સંઆહિકાનું બીજું પુસ્તક :

# રાસકુંજની સરિગમ

કવિશ્રી નરસિંહરાવ ભોળાનાથની પ્રસ્તાવના સાથે

કીંમત રૂા. ૨

"...સંગ્રહમાંનાં ગીતોમાંના નમૂનાઓની સ્વર ઘટના...દર્શાવનારો વિભાગ બહુ ઉપયોગી તેમ અપૂર્વ ઉમેરો છે. આ સરિગમ વિભાગમાં સ્વરયોજના સાથે તાલનું દર્શન પણ વીગતવાર, નામ નિર્દેશથી તેમજ સંજ્ઞા ચિહ્નોથી, કરાવ્યું છે. ...અભ્યાસ કરીને ગાનારી યુવતીઓને બહુ સહાયકારક થઇ પડશે."

નરસિંહરાવ ભોળાનાથ

"...રાસકુંજની ગરબીની સ્વરરચના સૌ. શાન્તિબ્હેને વાદ્ય સાથે ગાઇને સમજાવી ત્યારે તો મ્હને એમ જ થયું કે...સ્ત્રી કંઠની એ સંગીતસિદ્ધિ તેમણે આ સંગ્રહમાં સરલ સુંદર રીતે સર્વ સંગીતપ્રિયને સહજ સુલભ કરાવી છે...."

લલિતજી

"...એમણે લખેલી સરિગમ ઉત્તમ રીતે તૈયાર થઇ છે...ત્હેની સહાયથી સંગીતપ્રિય બ્હેનો આ સંગ્રહનો યોગ્ય ઉપયોગ ઘણી સહેલાઇથી કરી શકશે."

પ્રો. બળદેવ વર્મા

# રાસકુંજ

( આવૃત્તિ બીજી )

સંગ્રાહિકા :

સૌ. શાન્તિ ચૂનીલાલ બરફીવાલા

શ્રી. નરસિંહરાવ ભોળાનાથના આશીર્વાદ

અને

શ્રી. ઝવેરચંદ મેઘાણીની વિસ્તૃત

પ્રસ્તાવના સાથે



વિ. સં. ૧૯૯૦ ઈ. સ. ૧૯૩૪

પ્રસિદ્ધ કર્તા :
શાન્તિ ચૂનીલાલ બરફીવાળા
બરફીવાળા લૉજ, અન્ધેરી



આવૃત્તિ બીજી : પ્રત ૨૫૦૦





મુદ્રક, મુદ્રણાલય :
કેશવ હ. શેઠ
ખડાયતા મુદ્રણકલા મન્દિર
ચાર રસ્તા, અમદાવાદ

# આ શી ર્વા દ

ચિ. બ્હેન સૌ. શાન્તિબ્હેન

ત્હમારા 'રાસકુંજ'ની નવી આવૃત્તિ પ્રસંગે મ્હારી કને આશીર્વાદ માગોછો. આશીર્વાદ તો ખરો વૈદિક આપી સકે. હું તો કેવળ જીવનનો કીડો છું. છતાં ત્હમે માગો ત્ય્હારે નીતરી ના નથીં ક્હેવાતી.–તો આટલો જ આશીર્વાદ આપુંછું: જેમ "કાવ્યમાધુર્ય"ના સંગ્રહ પછી અનેક કાવ્યસંગ્રહો થયા છતાં એ આદિસંગ્રહનું સ્થાન ગુજરાતી કવિતાસાહિત્યમાં અડગ રહ્યુંછે, તેમ ત્હમારા 'રાસકુંજ'ના સંગ્રહ પછી અનેક 'રાસ' સંગ્રહો થયાછે–'રાસરજની', 'રાસ-

સન્દાકિની ', 'રાસકૌમુદી,' 'રાસદીપાવલી,' 'રાસકંકાવટી ',–વગેરે થયા છે ને શશે,–ત્હેમાં ત્હમારા આદિસંગ્રહનું સ્થાન અડગ રહ્યુંછે અને રહેજો એમ હું શ્રદ્ધાપૂર્વક માનુંછું અને કહુંછું.

આટલી શુભેચ્છા પછી, હવે એકાદ નવી બાબત ત્હમને દર્શાવું ? પ્રથમ આવૃત્તિમાં **સ રિ ગ મ** વિભાગની મ્હારી પ્રસ્તાવનામાં મ્હેં વિધાન નીચે પ્રમાણે કર્યું હતુંઃ " ગુજરાતણની રસિકવૃત્તિને પોષણ આપનારું હેતું એકલધન–ગરબી." આ વચનનો મૂળ મર્મ કાયમ રાખીને કાંઇંક એ વચનને વિશિષ્ટ કરનારી બીના ત્હમારી સમક્ષ મૂકુંછુંઃ—તા. ૧૮–૨–૨૯ ની મ્હારી નોંધ જ ઉતારુંછુંઃ—

## ગ ર બા

આજ Willingdon Club માં Hon. Mr. Shri Nivas Shastri ને લલ્લુભાઇએ ચ્હા પીવાને નિમંત્રેલા–ત્ય્હાં મ્હને તથા લવંગીને અણધાર્યા ખેંચી ગયા તે વખતે ચ્હા વખતે વાર્તાલાપમાં લલ્લુભાઇએ શાસ્ત્રીને કહ્યું કે હમારા ગુજરાતમાં ગરબા થાયછે તે વિશે જાણોછો ? સહેજ ઇશારો કરતાં, શાસ્ત્રી કહે તાંજોરમાં સ્ત્રીઓ હેવા ગાયછે. ગોળ ફરતાં, વાંકાં વળીને, વચમાં દીવી રાખીને, બે જણી ગવડાવે, બીજીઓ ઝીલે. (તાળીઓ પાડે તે પણ જાણ્યામાં હતું ).

મ્હેં એ સંસ્થાનું નામ પૂછ્યું, તો કહે '**કુમ્મી**' ( હેનો અર્થ મૂળ વગેરે ના પૂછ્યું. નમૂનો પણ પૂછવો રહી ગયો ). પણ ગરબાની સંસ્થા માત્ર ગુજરાતની ખાસ મિલ્કત છે એ ગર્વ હવે કરવાનો નથી.

તા. ૧૮–૨–૨૯

આ વાત મ્હેં આજ—બ્હેનને કહી. તો કહે: મદરાસી બૈરાંમાં ગરબા મુંબાઈમાં દાદરમાં મદરાસીની વસતિ છે ત્ય્હાં ગવાયછે, એમ હેમની મદરાસી ઓળખીતી કહેતી હતી. તા. ૨૦-૨-૨૯

મ્હેં શાસ્ત્રીને કહ્યું: કારવારના જિલ્લામાં મ્હેં એ સંસ્થા દીઠી નથી.

પાછળથી યાદ આવ્યું: ઇ. સ. ૧૮૯૩ ની આસપાસ એક દિવસ અંકોલા (જિલ્લે કારવાર)માં સ્હવારે એક દેવાલયની બ્હાર ચોગાનમાં એક જલસો હતો (કોઇ સબ જજના માનાર્થે કે કાંઇક નિમિત્તે) ત્ય્હાં મ્હને નિમંત્રણ હતું. તે વખતે ગાનારીઓ (Professional ગાનારીઓ) એ એક ગીત ગાયું તે 'અલબેલી રે અંબે માત જોવાને જઇયે' એ ગરબાના જેવું જ તદ્રૂપ-આરંભમાં આંતરામાં સર્વાંશે તદ્રૂપ-હતું. મ્હેં હેતું મૂળ કાંઇ મુંબઇનાં સંપર્કસંસ્કારમાં કલ્પેલું. હવે થાયછે કે મદ્રાસમાંની 'કુમ્મી'ની સંસ્થામાંથી પણ હોય. પરંતુ, શંકા:—

(૧) તો પણ ગરબે ફરવાની સંસ્થા તો દીઠી નહોતી.

(૨) મદ્રાસ તરફથી સંસ્કાર હોય તો પણ આ નમૂનાની ગરબી ગુજરાતમાંના નમૂનાની ક્ય્હાંથી આવે?

બે સ્થળે એક જ નમૂના ના સંભવે. તા. ૨૪-૨-૨૯

આ તાંજોરની કુમ્મીની સંસ્થાને હું અપવાદરૂપ જ માનીશ; અને ગરબા-ગરબીની સંસ્થાને ગુજરાતનું એકલધન ગણીશ; 'રાસ-ગરબા' સકળ જગત્‌માં અનેક દેશોની સંપત્તિ છે હેવું વિધાન સ્વીકારવાને હું તૈયાર નથી. જગત્‌માં જ્ય્હાં જ્ય્હાં રાસ અથવા રાસ જેવા પ્રકાર-નૃત્ય, અંગવિક્ષેપયુક્ત ચક્રભ્રમણ-ત્ય્હાં ત્ય્હાં ગરબી એમ માનવામાં ભ્રમ શો થાયછે તે તપાસવામાં રસ પડશે:

પ્રથમ તો ગુજરાતના ગરબાને ' રાસ ' સંજ્ઞા કાંઇક અર્ધ-દર્શનથી જ અપાઇછે, અને તે પણ ગુજરાતી સાહિત્યમાં તો પાછલાં થોડાં વર્ષોથી જ. રા. ન્હાનાલાલ કવિયે પોતાના ગરબી સંગ્રહ-' ન્હાના ન્હાના રાસ ' એ સંજ્ઞાથી પ્રથમ છપાવ્યા તે પૂર્વે રાસગરબો અથવા ગરબી એ સમીકરણ ગુજરાતી સાહિત્યમાં જાણવામાં આવ્યું નહોતું. પછી તો ગડુરિકાપ્રવાહે એ સંજ્ઞા-કાંઇક અંશે કાઠિયાવાડના પણ અર્ધસંસ્કારને પરિણામે-પ્રવેશ પામી, વહન કરવા લાગી. રાસમાં નૃત્યનું તત્ત્વ મુખ્ય-મુખ્ય શું ? લગભગ સર્વાંશે સમાયુંછે; જોડે જોડે સંગીત ભેળવાયછે, તેથી સંગીત અને નૃત્યના સંયુક્ત સ્વરૂપને રાસ નામથી ઓળખવાનો પ્રચાર ચાલ્યો. પરંતુ ગરબામાં બે અંશો છે—( ૧ ) નૃત્યાભાસ અલ્પરૂપ, અને ( ૨ ) ગીતલહરી ( અલબત તાલના સહકાર સાથે ); હેમાં પૂર્વોક્ત અંગ ગૌણ અને ઉત્તરોક્ત મુખ્ય છે તે સ્વરૂપનું વિસ્મરણ થવાથી માત્ર નૃત્યસ્વરૂપ ઉપર જ દૃષ્ટિ રાખવાથી, જગત્‌માંના બધા ' રાસ '-સંઘનર્તન, વગેરે પ્રકારોને ' રાસ-ગરબા 'નાં સ્વરૂપ ગણવાથી ભ્રમ થાયછે. બીજો ભ્રમ માત્ર ballad જેવાં ગીતોને રાસ ગરબા માનવામાં પણ કરાતો દીઠોછે. એ પ્રકારો સમસ્વરૂપ છે જ નહિં. આ કારણથી ગરબાને રાસ સંજ્ઞાથી ઓળખાવવામાં સ્વરૂપદર્શનની ઊનતા જ હું જોઉં છું.

માટે હું તો ગરબી-ગરબા-ને ગુજરાતનું આગવું ધન જ ગણીશ, અને એ સ્વરૂપે જ હેનો વિજય ઇચ્છીશ.

મરીનવિલા, ખાર
તા. ૧-૯-૩૪

નરસિંહરાવ ભોળાનાથ

# પ્રસ્તાવના

## ૧. વિશ્વસહિયારી સંપત્તિ

ગુજરાતમાં આજે મહાપર્વ મંડાયું છે: એ છે Renaissance (રેનેસાં)નું, નવજાગૃતિનું પુનરુત્થાનનું પર્વ.

નવજાગરણનો આ યુગ બંધનો ત્યજે છે, વિશાલ વિશ્વજીવનના વાયુ પીએ છે, પોતાનું હતું તેજ સાચું ઠરાવવાની જીદ વિસારી દઇ પરના તેમજ પોતાના જીવન-સ્વરો વચ્ચે મેળ ખોજે છે. જીવનને ગતિ તેમજ જોમ આપનારાં બલો, પછી છો ને એ સ્વકીય હો વા પરકીય, પ્રાચીન હો વા નૂતન—આ નવજાગ્રત પ્રજાને હૃદયદ્વારે વધામણાં પામે છે. અમારાપણાનો અંધ આગ્રહ જગતની જોડે અમારા સહિયારાપણાની નવભાવના પાસે પોતાની હાર કબૂલે છે: શું રાજકારણમાં, શું ધર્મજીવનમાં, કે શું સમાજમાં, વાણિજ્યમાં, શિક્ષણમાં.

એ સહિયારાપણાનો લોકસૂર સાહિત્યદેશે પણ પડઘા પાડી રહેલ છે. અન્ય માનવ-પ્રજાઓની અનુભવસામગ્રીની જોડાજોડ આપણે પણ આપણી સામગ્રીને માંડવી રહ્યા છીએ. નૂતન યુગના ચણતરમાં કઇ કઇ આપણી સંપત્તિ કામ લાગશે તેનો સહિયારો નિર્ણય કરીએ છીએ. આપણા સાહિત્યને જગત-કસોટીને કસ-પત્થરે, જગત-તુલાને છાબડે આપણે મૂલવવા માંડયું છે. આપણી પાસે શું એવું હતું કે જે બીજું માનવીઓની કને નહોતું? આ વસ્તુ આપણા અભિમાનની નથી રહી

હવે. હવે તો આપણે પરસ્પરનું Common Factor સમાન તત્ત્વ નિહાળવા તલસીએ છીએ. એનું નામ સંઘજીવનની ઝંખના: વિશ્વ-બંધુતાના કોડ.

ગુર્જરી કુંજોમાં ગજી રહેલા જે રાસ, તે શું આપણું-ગુર્જરો સૌરાષ્ટ્રીઓનું જ અસલ કલાધન? કે અન્ય પ્રજાઓ સાથેની આપણી સહિયારી સંપત્તિ?

રાસ, ગરબા, ગરબી, ગોફ, ચોકારા; એટલે કે ગોળકુંડાળે ફરતાં ગવાતાં ને નચાતાં ગીતો: સૌરાષ્ટ્રગુજરાતમાં છે, મારવાડ રાજસ્થાનમાં છે, કચ્છ સિંધમાં છે, કુર્ગોમાં અને સંથાલોમાં છે. યુરોપની કૈંક જાતિઓનો એ કલાસંપત્તિ પર દાવો છે.

'Ballad (બૅલડ)' શબ્દની તવારીખ તપાસો. એન્સાઇક્લોપીડીઆ બ્રીટાનિકામાં આ પ્રમાણે ઉલ્લેખ છે:

"અસલ ફ્રેન્ચ ક્રિયાપદ baller (–to dance નાચવું) પરથી જ રચાયો ballad શબ્દ. ગોળ કુંડાળે નૃત્ય કરતી મંડળીની ગતિના તાલ સાથે એકતાલ બનીને ગવાતું લોકગીત એટલે 'બૅલડ': લોકોએ રચેલું. લોકોને માટે જ રચેલું, અને લોકોની કંઠ–પરંપરાએ ચાલ્યું આવતું એ ગીત એની શૈલી પરત્વે, એના રસ તેમજ એની ઘટના પરત્વે તો આખા યુરોપના તમામ મુલકોમાં સર્વસામાન્ય જ હોય છે."

એજ ગ્રંથમાંથી બીજું એક અવતરણ ટાંકીને પૂરાવો દઇએ:

"ગોવાળીયાએ અને ગોવાલણોએ બીજાં ઘણાં ઘણાં મીઠાં ગીતો ગાયાં, અને એ ગીતોની સ્વર્ગીય સુમિષ્ઠ જમાવટ કર્યા પછી તેઓએ ગોળકુંડાળે નૃત્ય આરંભ્યું."

એ તો ઉંડા ભૂતકાળની હકિકત. પણ જાપાનમાં તો તાળીઓ લઇ રમાતો રાસ હજુ જીવે છે. તાજેતરમાં જ જાપાની પાટનગર

ક્રોબેની અંદર Harbour festival ઉજવાયો. એમાં રમાયલો 'મિનાતો-ઓદોરી' 'harbour dance' હૂબહૂ આપણા રાસડાની જ આવૃત્તિ હતો. આમ ગીતો ગાતાં ગાતાં ગોળકુંડાળે સમૂહ-નૃત્ય તો જગતસહિયારૂં તત્ત્વ દેખાઇ આવે છે: પછી હર એક લોકસમુદાયે પોતપોતાની વિશિષ્ઠ ખાસીયતો વડે એ નૃત્યને નવા ઘાટમાં ઉતાર્યું તે ભલે કબૂલ રાખીએ. સૌરાષ્ટ્ર-ગુજરાતની રાસપરંપરા રાસેશ્વર શ્રી કૃષ્ણ જેટલી પુરાતન હશે. મીરાંનરસિંહના ભક્તિનૃત્ય વડે રસાયલી હશે. એના રાસ કુંડાળાની મધ્યમાં વિરાજતી માંડવી કે એની રાસસુંદરીઓનાં શિર ઉપર મંડાતા તેજ-વર્ષણ ગરબા ( ગર્ભદીપ ) તેમજ ગંજાવર જાગમંડપો એણે પોતે જ નીપજાવેલાં નિજ કલાઅંગો હશે; એની હથેળીઓના તાળોટા કે એના પગઠમકારની લાલિત્યભરી લઢણુ કદાચ એના જેટલી કક્ષાએ બીજાં લોકોએ નહિ પહોંચાડી હોય; ગુજરાતણોના અંગમરોડ જે રેખાઓ ખેંચે છે તે કદાચ વિદેશીઓના બૅલડ-નૃત્યોમાં હજુ અણસાધ્યાં રહી ગયાં હશે. તો બીજી બાજુ બીજાઓએ નિરાળાં જ નૃત્ય-તત્ત્વોમાં પોતાનું વિશેષ જોર મૂક્યું હશે. આપણા દાંડીઆરાસ, તો બીજા કોઇનાં સમશેરનૃત્ય અથવા ભાલાનૃત્ય: આપણા ઘેરદાર કેડીયા ચણીઆ, તો બીજાનાં ઝોળદાર 'સ્કર્ટ': આપણાં પુરુષ-છોગલાં ને સુંદરી-સાળુના પાલવો, તો બીજાના પતંગ-પાંખ શા દુપટ્ટા: આપણા અણવટ-વીંછીઆ, તો તેઓના પણ પાય-ઘૂઘરા: આપણાં ગોફ-ગુંથન, તો તેઓનાં ખંજરીબાજન: આમ પ્રત્યેકની ન્યૂનાધિકતા નજર સામે રાખીએ તો રસની એક જ બીના બાકી રહેશે, કે રાસગરબાની નૃત્યપરંપરા વિશ્વવ્યાપી છે; એટલે કે માનવજાતિઓને બાંધનાર એક હીર-તાંતણો છે: એક પરમ ધર્મતત્ત્વ છે. કારણ કે—

'In one sense Folklore is a religions teaching. Latin roct 'ligare'--to bind, to unite. Folklore binds greatest distances together.

Wide distances are spanned by the far-reach of folklore's human touch.' ( એક અર્થમાં તો લોક-સાહિત્યને ધાર્મિક શિક્ષણ જ ગણાવી શકાય. કેમકે ' રિલીજ્યન ' નો મૂળ અર્થ ' સાંકળવું ' છે. લોકસાહિત્યનું માનવ–તત્ત્વ પણ દૂર દૂર પડેલી પ્રજાઓને સાંકળે છે. )

હું તો રાસગરબાના આવા વિશ્વ–દર્શનમાં રાચનારો છું.

પણ તો પછી અસલ કોનું સર્જન હશે એ ? રાસ–નૃત્ય મૂળ સૌરાષ્ટ્ર–ગુજરાતને કિનારેથી તો પરમુલકમાં નહિ સંચર્યાં હોય ? આપણા નાવિકો, વણિકો, ગોપજનો ને સાહસવીરો જ શું વિદેશ–તટો પર એને નહિ ધરી આવ્યા હોય ? એ પ્રશ્ન જરૂરનો નથી. આર્ય ગોવાળીઓ તો આજથી હજારો વર્ષો પર ગ્રીસ દેશનાં ગૌચરો પર નેસ બાંધી બેઠો હતો, ને રાસડે ગરબે ઘૂમતો હતો : ( In the beginning it would appear, the Aryan shepherds who dwelt in the pastoral districts of Greece shared in some humble measure the gift of song which became such a wonderful thing amongst their more highly favoured kinsmen of Attica'. Edmund Chambers.)

મહત્ત્વની વાત તો એ છે કે આપણે અર્વાચીન ગુજરાતીઓ પૈકી કોણ જાતિ કહી શકશે કે પોતે સોરઠ–ગુજરાતનાં આદિ-નિવાસીઓ છે ? આપણે તો ઘણાંખરાં Nomads : ભ્રમણપ્રેમી પશુપાલકોનાં વારસદારો : આપણે તો દૂરદૂરથી ઓતરાદા સીમાડા ઓળંગતાં, રસ્તે પેઢાનપેઢી પડાવ કરતાં, અનેક ધરતીપટોની રજે રજોટાતાં ને અનેક વનોકુંજોના રસે રંગે ભીંજાતાં ભીંજાતાં હજુ હમણાં જ ગુર્જર ભોમે ઉતારા પામ્યાં. આપણે સાથે લેતાં આવ્યા ફક્ત ત્રણ વાનાં : આપણી તેગ, આપણાં ગૌધન, આપણાં નૃત્યગીતો. કોણ, કયાંથી, કેટલું લાવ્યું તે કહેવું વિકટ છે.

અથવા જગત બધા પર ભ્રમણ કરતાં પેલાં ધંટીઆં, લુવારીઆં, છારાં, આડોડિયાં વગેરે ' જીપ્સી ' વણઝારાં તો સ્થલે સ્થલે આ નૃત્ય અને સંગીત નહિ વેરી આવ્યાં હોય ? એચ. જી. વેલ્સ એના ' આઉટ-લાઇન્સ ઓફ વર્લ્ડહીસ્ટરી 'માં કહે છે કે—

" Another infection that the Gypsies have carried from land to land is the quality of the folk-music in the countries through which they passed. They have always been the enthusiastic if not very original musicians; everywhere they have carried a popular mdinstrelsy, giving it a gusto all their own."

[ આ કામરૂ લોકો દેશદેશોમાં બીજો ચેપ લોકનૃત્યનો લઈ ગયાં. જે જે પ્રદેશોમાંથી એ નીકળ્યાં ત્યાં ત્યાંના નૃત્યગીતની ખાસીયત તેઓએ પકડી લીધી. તે લોકો બહુ સ્વયંસર્જક નહિ છતાં બહુ ઉમંગી સંગીતજ્ઞાતાઓ હોય છે. ઠેર ઠેર તેઓ લોકભોગ્ય ગીતો કથાઓને ઉપાડી ગયાં, ને એ ગીતોકથાઓને તેઓએ પોતાની ખાસ ઉર્મિનો પાશ ચઢાવ્યો. ]

આજે નિહાળશો તો રાસ-ગરબાનું જીવન્ત નૃત્ય ત્યાં જ સંઘરાયું છે—એ જગભમન્તાં ધંટીઆં-જીપ્સીઓના તંબુઓમાં, ને આપણા કોળીવાડા, વાઘરીવાડા કે અંત્યજ-વાસોની અંદર.

સત્ય વાત તો એક જ છે, કે રાસગરબો સંઘજીવનની સંપત્તિ છે. જ્યાં જ્યાં સંઘજીવન, ત્યાં ત્યાં વિશિષ્ઠ પ્રકારનાં કલાસાહિત્ય અવશ્ય નીપજે: કથાકારનાં વાર્તાકથન, માણભટ્ટોનાં પુરાણ-કવન, ભરથરીનાથોનાં કથાગાન, ભજનમંડળીઓનાં ભજનકીર્તનો, તેમજ સ્ત્રીપુરુષોનાં નૃત્યગીતો. એ નૃત્યગાન કુંડાળે ઘૂમે છે, કેમકે કુંડાળું

બની ગયું છે સમૂહજીવનનું symbol-પ્રતીક. કુંડાળું તો છે કલાની પરિપૂર્ણ ને બલિષ્ઠ રેખા. માનવજાતિ જ્યાં જ્યાં નયનો માંડે છે ત્યાં ત્યાં ગોળાકાર ભાળે છે: ગગનમાં ક્ષિતિજરેખા પર, સાગરપાળે, કે વૃક્ષરાજિની ઘટાએ ઘટાએ, જલે સ્થલે, પુષ્પે પાંદડે, દલે દલે, સર્વત્ર ગોળાકાર-curveture. વર્તુલ : વળાંક : બંકાપણું : મરોડ, જે કહો તે. એટલે જ માનવીઓનાં મન ગોળાકારે મોહ્યાં-કસબમાં, કલામાં, જીવનનું લાલિત્ય ઉચ્ચારનારી હરએક રચનામાં. તમામ લોકવૃંદોની આ ખાસીયત : માત્ર એકલા ગુજરાતીઓની જ નહિ.

આત્મરક્ષાને કારણે માનવી સંઘજીવનમાં ગુંથાઇને જીવતો હતો. દેહ શું દેહ ભીડીને ખીચોખીચ જીવતો હતો. જાણે પ્રાણ-ધબકાર એના એકસમાન હતા. સુખદુઃખ એનાં સહિયારાં હતાં. જૂથમાં જ શ્વાસ લઇ એને જીવવાનું યા મરવાનું હતું. હર્ષશોકના અવસરો એક, ઉત્સવો ને પર્વો એક, નિસર્ગ પ્રત્યેની દૃષ્ટિ એક, રસ એક, રંગ એક. માટે જ ઉર્મિઓના આંચકા એકસમાન.

ફ્રેન્ચ ભાષામાં જે જીવનતત્ત્વને, 'Elan Vital'=Vital urge એવા પ્રયોગ વડે ઉચ્ચારવામાં આવેલ છે, તે જીવનતત્ત્વની એકતા; લાગણીના ઝંકારની, તલસાટની, તાલાવેલીની એકતા. એ હતું સંઘજીવનનું પરમ કૌવત.

## ૨. લોકનૃત્યના પ્રકારો

એવો લોકસમૂહ સંગ્રામ અને શિકારથી થાકતો, કોસહાંકણી ને લ્હાણીકાપણી કરીકરી લોથ થતો, ધંધાકસબના એકધારા જીવનથી કંટાળતો, ત્યારે એનાં થીજેલાં અંગો સુખવિરામ Relaxation માગતાં. ઉદ્યમે સાહસે શોભતું જીવન તો સહુ કલામાં જ એ સુખવિરામ Relaxation શોધતું હોય છે. સંઘજીવનને

સંતોષનારી કલા એટલે એકાદ ગવૈયાની ઝીણી સિતારી ન્હોય, એકાદ વારાંગનાનું માર્દવભર્યું નૃત્ય ન્હોય.

એને તો જોઇએ છે ઝૂકાઝૂક અને રેલમછેલ. એકલ વસ્તુથી એ ન સંતોષાય. એને તો જોઇએ નૃત્ય, ગાન તેમજ વાણીનો ત્રેવટો સમુચ્ચય. એ સમુચ્ચયને એણે રાસગરબામાં નીપજાવી લીધો. ધાર્મિક પર્વમાં, બહુરંગીલા લોકમેળાઓમાં, સામાજીક ઉત્સવમાં, લગ્નસરામાં, કે ઋતુપરિવર્તનને અવસરે એ સંઘ-હૃદય ગડમથલની મીઠી વિસ્મૃતિમાં ડૂબી જઇ, આ ત્રેવડી ગુંથેલી રાસકલાનો કેફ કરી શકતું. પુરુષો ગરબીની ચોગમ પુરુષાતનની ખુમારી પી પી ઘોર પગલે ને જોશીલા તાળોટા સમેત દેવદેવીના અસૂરપરાજયની વિક્રમશીલ ગરબીઓ મચાવતા. ભૂકમ્પના આંચકા લેવરાવતી એની ભૈરવી વાણ ઉઠતી કે—

" માજી ! તું તો પાવાની પટરાણી
ભવાની મા કાળકા રે લોલ.

*   *   *

" ફૂટ ફૂટ પાવાના રાજન
કે પાવો તારો પ્રલે કરૂં રે લોલ. "

એ પ્રલય-તાંડવનો ભાસ આપતી પદરચનાને દેહના ગતિ-મરોડમાં મર્દો સાકાર કરતા, ત્યારે સુંદરીઓ એના માર્દવભીના સૂર-લ્હેકામાં, સંઘજીવનને સાદ દેતી કે—

" મારા ગામના સૂતારી રે,
" વીરા તમને વીનવું;
" મારી માંડવડી ઘડી લાવ્ય રે,
" મારી સાહેલીનું બેડલું.

"ઝલકાતું આવે બેડલું,
"મલકાતી આવે નાર રે;
"મારી સાહેલીનું બેડલું."

નવરાતર ઘૂમવા માટે નૃત્યના કેન્દ્ર સમી એક માંડવી : એને ઘડી આપવા સુથાર વીરાને, મઢી આપવા લુહાર વીરાને, શણગારી આપવા મોતીઆરા વીરાને, માંહે ગરબો મૂકવા કુંભાર વીરાને, ગર્ભદીવડે દીવેટ વણી આપવા કપાસી વીરાને, દીપક–કોડીયે દીવેલ પૂરવા ઘાંચી વીરાને, ગરબે ગીત ગાવા ગામની આણાત દીકરીઓને તથા એ ગરબા–ગાન ઝીલવા માટે લજ્જાવંતી સકલ કુલવહુવારુ ભોજાઇઓને ઉભી ઉભી નોતરાં મોકલે છે. કો' રાસેશ્વરીઓ એના ઘરઘરને આંગણે પડતા નિમંત્રણ–પુકારમાં પણ ગુંજે છે સંઘ-જીવનના શબ્દો :

"ગલ વાવ્યો એવો ઉગ્યો રે,
"ગલ લાલ હ્યો, બાજોઠી હ્યો!
....ભાઇ તમારી ગોરી રે,
ગલ લાલ હ્યો, બાજોઠી હ્યો!
એને ગરબે રમવા મેલો રે!
ગલ લાલ હ્યો, બાજોઠી હ્યો!
અમે રમશું મેડી હેઠ રે,
ગલ લાલ હ્યો, બાજોઠી હ્યો!
એને મેલી જાશું ઘેર ઠેઠ રે,
ગલ લાલ હ્યો, બાજોઠી હ્યો!
અમે રમશું ને રમાડશું,
[illegible] હ્યો. બાજોઠી હ્યો!

પરોઢિયે  પાછાં  વાળશું,
ગલ લાલ હયો, બાજોઠી હયો ! ”

એ નોતરાંના બોલ, તેમજ

“ અમે અમારે ઘેર જાશું !
“ બાઇઓ  રામ રામ  છે;
“ બોલ્યું ચાલ્યું કરજો માફ,
“ રે બાઇઓ રામ રામ છે. ”

એવા વ્હેલી પરોડના વિસર્જન–બોલઃ એ સો પચાસનું ગોળ ફરતું નૃત્યઃ એક સૂર, એક તાલ, સરખા ઠમકા ને સરખી તાળીઓઃ સર્વને નિજ જીવનની આરસીરૂપ બને તેવા ગીતોનો વિષયઃ વારંવાર પુનરાવર્તન પામતી પંક્તિઓઃ ગીતનૃત્યના કલેજા સમાન અકેક ટેક પંક્તિ : એ Cadence of consenting feet, હોંશે હોંશે જાણે હોંકારા દેતા પચાસ સો કદમોની તાલબદ્ધ તેમજ સ્વયંસ્ફુરિત ઠેસો : આ બધાં છે સંઘનૃત્યનાં ઉચ્ચારણો, તેમજ એંધાણો. નિરોગી તેમજ એકસૂરીલા સંઘજીવનમાંથી જ આવા નૃત્યધ્વનિ ઉઠે છે. સંઘ એટલે લોકોનું ટોળું નહિ. ટોળું નૃત્ય કરી શકે નહિ. ટોળાના બોલ ફક્ત babel–ગોટાળો જ રચે. ‘સંઘ’ શબ્દની અંદર તો સુવ્યવસ્થાનો, સંવાદનો, એકરસતાનો, તેમજ પેલા ‘Elan Vital ’નો, જીવન–તલસાટનો ધ્વનિ છે. Speech, Music and action, શબ્દ, સંગીત તેમજ ગતિ, એ ત્રણેનો વિરલ મેળ સાધનારી રાસગરબાની બૅલડ–નૃત્યકલા જે સંઘજીવનમાંથી સર્જન પામતી હોય, એ સંઘજીવન હરગિજ પ્રાણવાન હોવું જોઇએ.

સંઘકવિતાનાં એ શબ્દ, નૃત્ય તથા સંગીત, ત્રણેનો વણાટ એવો તો ઘાટો બની ગયો છે કે એને જૂજવાં પાડી દેખાડી શકાતાં નથી. થોડાક નમૂનાને તપાસીએ :

" જેમ સૂકાય તારી જૂઈનાં ફૂલ
" મારા વાલાજી રે !
" તેમ તારી ગોરાંદે કરમાય
" જઇને કે'જો મારા વાલાને રે ! "

એ કુંડાળે ફરતા ધીરા રાસનું ઉર્મિગીત : પછી–

" નીંદરભરી રે ઝુલાલે ભરી,
" આજ મોરી અંખીયાં નીંદરભરી રે. "

એ જરા વધુ તરલ પદગતિ માગી લેતું, નશો કરેલું નૃત્ય-ગીત : ને એથી યે વધુ ઉન્માદ માગી લેતું—

" લાલ લાલ જોગી ભભૂત લાલ જોગી રે,
ભભૂત ભરેલ તારી આંખ : લાલ જોગી રે. "

એ કરતાં પણ અધિક નૃત્યઉછાળના તરંગો ચડાવતું—

" સામે કાંઠે વેલડી આવે રે,
આવતાં દીઠી વાલમીયા !
" ઘડીક ઉભલા રો' તો,
હું ચુંદડી પે'રૂં વાલમીયા !
" પે'ચાનો ઝણકારો કે
ઉભલા રો'ને વાલમીયા !

અથવા—
" કોરી ગાગરડીમાં રંગ રેડયો રે,
" કેસરીઓ પટ લાગ્યો છબીલા;
રંગ લાગ્યો રે. "

ને એથી ય અધિક જોમવંત—

" કુવા કાંઠે રે કેવડો : જોગમાયા !
" કેવડો લળી લળી જાય રે : જોગમાયા !
" ભોળી ભવાનીને કાજ રે : જોગમાયા !
" કાળી કાળકાને કાજ રે : જોગમાયા ! "

શબ્દો છલંગો મારે છે : પ્રમત્ત સુંદરીઓના દેહ-દડૂલા જાણે ટપ્પે ચડે છે. નૃત્ય કરતાં શરીરો શરીર મટી જાણે હીંચોળા બની જાય છે. પછી તો એજ ફંગોળ ગતિએ—

" છેલ છોગાળો હોય તો મૂલવે,
" ડોલરિયો દરિયાપાર : મોરલી વાગે છે. "

+ + +

" મોર બોલે મધુરી રાત રે,
નીંદરા નાવે રે. "

+ + +

" ચંદન તળાવડી રોકી કાનુડે,
" જળ ભરવા નો દિયે :
હઠીલો મારે ખેધે પડયો છે. "

+ + +

" રૂખડ બાવા ! તું હળવો હલવો હાલય જો,
" ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીઓ; "
" જેમ ઝળુંબે કાંઈ મોરલીને માથે નાગ જો,
" (એમ) ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીઓ. "

એ ઉન્માદીલા મદિરા-સ્વરોને ચગવતી લોકપુત્રીઓ પાછી થાકે ત્યારે હળવી હલકે—

"હું રે મૈયારણુ રે ગોકુળ ગામની :
"મારાં મૈડાં કોઈ લ્યો રે!
"મૈયારણુ રે ગોકુળ ગામની."

એ મૈયારી-ગીત ગાતી વેળા નવીન જ પગલાં માંડતી : એનું કલેવર આ નૃત્યના છંદે છંદે પ્રલમ્બાયમાન છોળો દેતું દેતું, "મૈયારણુ રે...ગોકુળ ગામની" એ ટેકના 'રે' તથા 'ગોકુળ' વચ્ચેનો ગાળો કોઇ એવી તો કરામત વડે પૂરતું, કે જેનો ચિતાર શબ્દથી આપવો શક્ય નથી.

એજ રીતનો લ્હેકો—

"વનમાં હીંડોળો બાંધિયો,
સખી! શ્યામ બોલાવે;
"બાંધ્યો છે વડલાની ડાળ,
ગિરિધર લાલ બોલાવે."

આ હીંડોળ-ગીતમાં જડે છે. પછી તો એ પચીસ પચાસ, કમરથી નીચી લળેલી દેહવેલ્યો ત્વરિત એકતાળી નાખીને કુંડાળે ફરતી ચલતી-નૃત્યનાં ગીતો ગાતી—

"એક ચંપો ને મરચો ડોલરિયો,
"ગલ વાવ્યો રે રાધાજીને આંગણીએ;
"એનાં ફુલ થયાં દસ પાંખડીએ,
"વાલે થાળ ભરી ફુલ ઉતાર્યાં.
"વાલે સહુને આલ્યાં સંભારી,
"રાણી રાધાજીને મેલ્યાં વિસારી."

પછી એ એક બાજુ વેરાયે જતી આખી નૃત્ય-વેલડી, બીજી કેડી ઉપાડતી પાછી ઉલટી દિશાએ વળે, અને ગીતના સુખભાવને

પણ જાણે કે ઉલટી દિશામાં પલટો લેવરાવતી ઉગ્ર અબોલા-સ્વરે ગાય કે—

જાઓ જાઓ રે જુઠડા! નહિ બોલું,
કાળા કરસનજીની જોડે નહિ બોલું;
ગોરા ગોવિંદજીની જોડે નહિ બોલું,
મીઠા માવજીની જોડે નહિ બોલું.

ટપ ટપ ટપ ટપ તાળી દેતા, નમેલી અંગલતાઓને ટુંકાં પગલાંની ચાલ્યે કુંડાળે ફેરવતાં આવાં અનેક ગીતો: જેવાં કે—

વાંકે અંબોડલે શ્રી નાથજી રે,
અમને મળિયા છે મારગ માંય;
મન મારાં હેરી લીધાં!
પગે પીરોજી હરિને મોજડી રે,
હરિની ચટકતી છે ચાલ્ય;
મન મારાં હેરી લીધાં!

એમાં ઝૂલન નહિ: ઉન્માદ નહિ: ફક્ત ઝુકેલે શરીરે નાનાં પગલાંની એકસરખી રેખા ગોળ કુંડાળે આંકયે જવાનું.

પછી તપાસો ચક્રતી-નૃત્ય અને ઉભા શરીરનાં વિરામ-નૃત્ય, એ બન્નેની મિલાવટ કરતાં નૃત્યગીતો:—

સાગ રે સીસમનો ઢોલિયો રે:
અમરા ડમરાનાં વાણુ મારા વાલમા!

એમાં પહેલી પંક્તિ ઉભાં ઉભાં, વિરામ-સ્વરે, એક તાળી નાખીને ગવાય. પછી બીજી પંક્તિ—

અમરા ડમરાનાં વાણુ: મારા વાલમા!

એ ઉપાડતાં જ તમામ દેહલતાંઓ કમરથી ઝુકી પડે, તાળીઓ 'ત્રણુ તાળી' બની જાય, ને ચલતી-ઢાળે આખું નારીવૃંદ પવન-લ્હેરાતી વેલ્યના આકારે કુંડાળે ફરે. ફરી પાછું વિરામ-નૃત્ય:

કસુંબલ રંગની ચુંદડી રે

તુર્ત પાછું ચલતી-નૃત્ય:

ઝીણી ઝીણી ચોખલિયાળી ભાત્ય મારા વાલમા!

એમ અકકેક પંક્તિએ નૃત્ય-પલટો નાખે.

ત્રીજો નૃત્ય-પ્રકાર કેવળ ઉભાં ઉભાં વિરામગતિથી ગાવાનાં ગીતોનો:

આવો રૂડો જમનાજીનો આરો,
કદંબ કેરી છાંયા રે;
ત્યાં કાંઈ બેઠાં રાધાજી નાર,
કસુંબલ ઓઢી રે.

અથવા—

"માડી! બાર બાર વરસે આવિયો!
રે માડી! નો દીઠી પાતળી પરમાર
રે જાડેજી મા;
મોલુંમાં દીવો શગ બળે રે!"

એ વિરૂદ્ધ ગતિઓનો મીઠો સંવાદ: લાંબા તેમજ તરલ ગીત-સ્વરોનો પરિપૂર્ણ સુમેળ: સંઘનૃત્યની, લોકનૃત્યની આ એક વિરલ સિદ્ધિ મનાશે.

ચોથો પ્રકાર છે પૂરેપૂરા ઉન્માદીલા હીંચ-નૃત્યની જોડે પૂરેપૂરા વિરામ-નૃત્યની મિલાવટનો:

અવળી ગંગાનાં સવળાં નીર,
વહુને ઘેર સાસુ બેસવા જાય.
વહુ બેઠાં સિંહાસન ચડી
ને સાસુ ઉભાં ચમરો ઢળે.

એ સીતા–વનવાસનું 'બૅલડ :' પ્રારંભની આ કડી કુંડાળે ફરતાં હીંચ–તાલે ઝુકાઝુક ગવાય. પછી તૂર્ત જ—

વહુ રે વહુ મારી સમરથ વહુ !
લંકા લખી દેખાડો !

એવું લાંબા લાંબા ઢાળે ઉભાં ગવાતું ચરણ ઉપડે. વંટોળ જેવી હીંચ–ગતિ પૂર્ણ સલૂકાઇથી આ વિરામ–ઢાળમાં સરી પડે. એ સંયોજનની સીમાન્ત–રેખા ય આપણને ઝટ ન જડે.

ખંડ–કાવ્યને મળતો એ કથા–ગરબો લગભગ અરધા કલાકના કાળને માઝમ રાત્રિયે પીગાળી નાખે છે.

તાલ, ગતિ અને હલક લ્હેકાના આ મરોડદાર ગુંથનમાં મુકરર નિયમોનાં બંધનો હોવા છતાં, સંઘ–નૃત્યની એ સંયમબદ્ધ સૃષ્ટિ પ્રત્યેક વ્યકિતને ય પોતપોતાના એકલ મરોડ ઉમેરવાની છૂટ દેતી. ગરબી ઘૂમતા પુરુષો તેમજ રાસ રમતી સ્રીઓ ગોળ ચાલ્યે ચાલતાં ચાલતાં ફાવે ત્યારે ફુદડી પણ ફરી લેતાં, ઘુંટણભર બેસીને દાંડીઆ ઝીલતાં, કુદડી નાખતાં નાખતાં ઉઠબેસ કરતાં, અને કુંકાવાવ ગામડાની એક જીવન્ત રાસમંડળીએ બતાવ્યું તેમ સૂઇ જઇને પણ સંઘ–તાલ ચુકયા વગર દાંડીઆ લેનારાં નરનાર હજુ મોજૂદ છે. આખું કુંડાળું અરસપરસ એક ત્રાંબા–ગાગરને દડા જેમ ઉલાળી ઉલાળી ઝીલતું ચલતી–જોડકણું ગાતું કે—

તાતી તુંબડ
નૈચે આવી

નૈયાનાં એ
પાંદ હેલી
તું બડી નો
રણકો વાગ્યો.

એ ગાગર-ઝીલણને સમયે નાચનારાં આંગળીઓમાં વેઢ પહેરતાં. તાલે તાલે ત્રાંબા-ગાગર એ વેઢ વીંટીઓના આઘાત ખાઇ ખાઇ જોડકણાંમાં 'રણકો' પૂરતી. ને મકાનોના ધ્રાબા ટીપનારી મજૂરણોને પણ નોખનોખી છટાથી ટીપણીઓ પછાડતા પછાડતા ગીતો ગાવાનું એક નિરાળું જ નૃત્ય હતું. આનાં આજ રાસગીતો એ ટીપણી-નૃત્યને પૂરાં પડતાં.

અમેરિકાને કિનારે ઉભીને નૃત્યકાર ઉદયશંકરે કહ્યું છે કે 'No sight in Northern India is so beautiful in a way we can all thrill to as the dancing of the **Garba** in the villages North of Bombay. The simple villagers choose moon-lit nights which give that sense of dream-and so necessary to plunge spectators into the spirit of a dance. Round and round, with long broad-bottomed skirts, the women dance, singing all the while."

[ પરંતુ આ ઉત્તર હિન્દનું એકેય કલાદશ્ય મુંબઇના ઓતરાદા ગુર્જર દેશનાં ગામડાંમાં દીઠેલા ગરબા-નૃત્ય જેટલું રોમાંચક નહોતું. આ ગરબાને સારૂ સાદા ગામડિયાઓ ચાંદની-રાતો જ પસંદ કરે છે, કેમકે પ્રેક્ષકોને નૃત્યના તોરમાં ઝબકોળવા માટે જરૂરી જે સ્વપ્નાવસ્થ મનોદશા, તે પેદા કરવાને ચાંદનીની જ અગત્ય હોય છે. સતત ગાણાં

ગાતી ગાતી સ્ત્રીઓ પોતાના ઘેરદાર ઘાઘરાને ઝોલે ચડાવી ચકર ચકર નાચ્યા જ કરે.]

જૂજવા ગુર્જર ગરબા–નૃત્યોની આટઆટલી રેખાઓને ચિત્રોમાં આંકવાનો કે છબીમાં ઉતારવાનો પ્રયાસ કોઇએ કર્યો નથી. કલમનો શ્રમ વૃથા છે.

આજે જેના રહ્યાસહ્યા અવશેષો પણ લોપાઇ રહેલ છે, એવી આ ગુર્જર સોરઠી ગોપજીવનની કલા નવી દુનિયામાં નવું જીવન શોધવા ફાંફાં મારી રહી છે. યુરોપનું નવરૂધિર પણ જૂના લોકનૃત્યને માટે તલસી રહ્યું હોય ત્યાં 'ફોક ડેન્સ સોસાઇટીઝ' ઉભી થઇ. પાદરી પર્સીથી માંડી સેસીલ શાર્પ સુધીના પંક્તિબંધ લોકગીતપ્રેમીઓએ સંઘરેલાં ગ્રામ્ય ગીતોને તેમજ નૃત્યપ્રકારોને નવા કલાજીવનમાં વણી કાઢવા આ મંડળીઓ ઉત્સવો યોજે છે, 'બેસતું વર્ષ' ઉજવવા લોકનૃત્યો બતાવે છે. લાંબી તલવારના મૂર–નૃત્યકારો, મોરીસ–નૃત્યનાં રાસમંડળો, ગ્રામ્ય–નૃત્યની મંડળીઓ વગેરે દેશના જૂજવા વિભાગોમાંથી આવીને પુરવાર કરે છે કે—"The real old English dances are athletic, inspiring and graceful." જળકુકડીનાં બાળ જે આસાનીથી જળ–તરતાં થઇ જાય, તેજ આસાનીથી ગ્રામ્ય અંગ્રેજ તરૂણોએ પોતાના પૂર્વજોનાં આ નૃત્યોને અપનાવી લીધેલ છે. બીજા સર્વ દેશોએ નવ–ઉત્થાનના યુગથાળમાં આ જૂની સંઘ–કળાને ઝીલેલ છે.

## ૩. સંઘગીતોનું પુનર્જીવન

થોડાક દાયકા ઉપર આ જૂના રાસ–નૃત્યને સભ્ય કહેવાતા વર્ગમાં લગભગ તાળાં દેવાયાં. પિતાઓએ શેરી–જીવનની આ નૃત્ય–મસ્તીમાં મરજાદભંગ માની પુત્રીઓ પર મનાઇ મૂકી. નવવધુઓના ભરથાર જ્યાં—

ગોરી મોરી આછા સાળુ ઓઢો જો,
પરણતડી ભીડો તો લાગો પાતળાં રે લોલ.
ગોરી મોરી હળવે કુદડી ફરજો જો,
ફેરડિયા ચડશે, નવ થાશો આકળાં રે લોલ.
ગોરી મોરી ઝીણુ રાગે ગાજો જો,
જશોદાનો જીવણ જોવા આવશે રે લોલ.

[ રાસકુંજ પાનું ૧૯૮ ]

એવા સુખભાવે સ્ત્રીને જાગરણોમાં વળાવતો કલ્પાયો હતો, તેને બદલે ઉલટા જ સૂરો સંભળાવી પત્નીને આ 'નાચણવેડા'થી વારતો થયો. જૂનું તે 'જંગલી' મનાયું. શિષ્ઠ કહેવાતા સમાજમાંથી રાસગરબાનાં વ્હેન પાછાં ગયાં. ઉત્સવે પર્વે જે દેખા દેતું તે તો અવશેષના જ અંશ જેટલું. સંઘ-કલા ને સંઘ-કવિતા પ્રત્યેની આ સૂગાળવી દૃષ્ટિ, ધીમે ધીમે ગામડિયાં લોકવર્ગમાં પણ મોટે ભાગે નકલિયો આદર પામી.

કારણોની ચર્ચા લંબાણ માગે છે. પણ ટુંકેથી જ પતાવીએ. આપણી પ્રજા નવી સંસ્કૃતિનો સમાગમ પામી. નવાં વિચારમોજાં આપણે કિનારે છંટાયાં. નવા શિક્ષણે, નવા સાહિત્યવાચને નવમનોરથો જગાડ્યા. વ્યક્તિ-જીવનના, નિજ નિજ સ્વતંત્ર વિકાસના મનોરથો ઉઠ્યા. સંઘજીવનની ગુંગળાવતી સંકડાશ તેમજ એકસૂરીલા જીવન-વ્યવહારનો કંટાળો અસહ્ય બન્યાં હતાં. એ એક શુભ બલ: બીજાં અનિષ્ઠ બલો પણ જોડાજોડ આવ્યાં. જીવનમાં કૃત્રિમતા પેઠી. શિષ્ઠ અશિષ્ઠનાં ધોરણો સાંકડાં બન્યાં. ઉપરાંત જીવન-સંગ્રામ તીવ્ર બન્યો તે તો ઠીક પણ વિચ્છેદક બન્યો. સંગઠનના હાથ-આંકડા ભીડાયેલા હતા તે વછૂટી ગયા. કેમકે રાજશાસનની પદ્ધતિ પલટી. ગામડાં ભાંગીને શહેરો થયાં.

શહેરો તો મૂળેથી જ ઘણાં હતાં. પણ શહેર-ગામડાના જીવન-સંસ્કાર જૂદા નહોતા. એટલે જ કલાસાહિત્યમાં આ ગ્રામ્ય ને આ આ શહેરી એવા વિભાગો નહોતા. એ એક જ સંસ્કાર-પ્રવાહના બે ફાંટા તો નવા જીવનસંજોગોએ જ પડાવ્યા. 'ગ્રામ્ય સંસ્કૃતિ' ને 'શહેરી સંસ્કૃતિ' એ પ્રયોગો હજુ હમણાં જ વપરાતા થયા. ગ્રામ્ય શબ્દ સૂગ ઉપજાવતો બન્યો.

સંઘજીવન : શેરીજીવન : લોકજીવન : એના આ રીતના તૂટવાના અટલ પરિણામ રૂપ જ આ જૂના સમૂહ-નૃત્યનો ને સમૂહ-ગીતો કલાઓનો નાશ સમજી શકાય છે. સંઘજીવનનાં સઘળાં જ ઉચ્ચારણો આઘાત પામ્યાં: રમતગમતો, ઉત્સવો, જમણવારો, સમૂહરક્ષાના પ્રકારો: જીવનનું એકેએક અંગ : પરિણામે રાસગરબા. કલાને નવો આંચકો વિશેષ પ્રમાણમાં લાગે, કેમકે કલાજીવન તો કોઇ બાહ્ય આજ્ઞાને, કર્તવ્યના બોધને કે સહિયારા હિતના કરારને ગાંઠતી જ નથી.

ત્રીસેક વર્ષના વચગાળા પછી આજે શું જોઇ રહ્યાં છીએ ?-

સંઘવૃત્તિ પાછી વળી છે. એની પછવાડે એકાદ ગામની કે નગરની રક્ષાનું નહિ પણ રાષ્ટ્રરક્ષાનું પ્રેરક બલ જાગી ઉઠયું છે : વ્યક્તિજીવનનાં વલણો-individualistic tendencies ધીમાં પડયાં છે : પાછાં જૂથો જામે છે : નવજીવનની કૃત્રિમ સ્થિતિ ગુંગળાવે છે : છિન્ન પ્રવાહોનાં વ્હેન પરસ્પર આવ-જા કરે છે : ગામડાં પ્રત્યે અભિમુખ બનેલી દૃષ્ટિ જૂનાની સૂગ ત્યજે છે : જૂનામાં જે મુક્તજીવનની લહેરો હતી તેને નવા જીવનતત્ત્વમાં વાળવા મથે છે. શ્રી રામનારાયણ પાઠકે એનું નામ આપ્યું છે "ચૈતન્યનો જુવાળ".

પરિણામે પ્રદર્શનો, સમ્મેલનો, સ્ત્રીજાતિ પ્રત્યેના નવભાવે જગાડેલી, સ્ત્રીજીવનનાં આંતરબળો પ્રતિ નવી કૌતૂકવૃત્તિ : ફરી એક વાર સંઘ-કલા, સમૂહ-સાહિત્ય અને સંઘજીવનની ભૂખ સંતોષે

તેવું બધું જ સર્જવાનો પુકાર. આ 'ચૈતન્ય-જુવાળ'ના, નવ-શોણિત ધબકારના, Reawakened impulse નાં અનેક આવિષ્કરણો માંહેલું એક આવિષ્કરણ તે આ નવા રાસ ગરબા.

ફરી પાછી લગ્નની રાત્રિઓમાં ગરબા-પાર્ટીઓ આવશ્યક શોભાઓ ગણાતી થઇ. મહાજનોની જયન્તીઓ સંવત્સરીઓ, સંસ્થાઓના વાર્ષિક સમારંભો, પરિષદો ને સમ્મેલનો ગરબાના કાર્યક્રમ વિહોણા કલ્પી જ ન શકાય ! જૂનાં ઘેરદાર નૃત્ય-પરિધાન ફરી 'ફેશન'માં આવ્યાં. ઘરના એકલ અભ્યાસખંડમાં શેલી ને કિટસ વાંચતી તરુણીઓ પણ ભરતભર્યાં ચણીઆ ઉપર ચુંદડીને હેલે ચડાવતી આ ગરબામાં ઉતરતી થઈ. પ્રથમ ટિખળ કે ચેષ્ટા કરવા હાજર રહેનારો પુરુષવર્ગ ધીરે ધીરે આ ગરબા-સમ્મેલનોનો સભ્ય અને રસિક પ્રેક્ષક બની ગયો. આજે તો પોતાની 'ગોરી'ને આછા સાળુ ઓઢાડી રાસ-સમારંભોની રંગભૂમિ પર ન મોકલનાર પુરુષ કોઈક જ હશે !

સુરત, વડોદરા ને અમદાવાદની આ ગરબા-સુંદરીઓને તાત્કાલિક રાસ-સામગ્રી પૂરી પાડનાર કવિ ન્હાનાલાલ. 'રાસગરબીનો પ્રવાહ ક્યાંઇ તૂટક નહોતો થયો' એ શ્રી. રામનારાયણ પાઠકનું વિધાન એક રીતે ભલે સાચું હોય: દલપતરામનાં ગરબાગરબી, ને પછી નવલરામ, નરસિંહરાવ, કાંત, મણિલાલ નભુભાઇ, ત્રિભુવન પ્રેમશંકર વગેરેની રાસકૃતિઓ આપણા કવિતા-ફાલમાં નિઃશંક ઉતર્યા કરતી હતી. પણ એ બધી સંઘ-કંઠે ચડે તેવી થોડી જ હતી ! કારણો આગળ જતાં વિચારશું. હા, નાટકોમાં વાઘજી આશારામે, ડાહ્યાભાઇ ધોળસાજીએ, નથુરામ સુંદરજીએ ને થોડા બીજાઓએ ચલાવે રાખેલી રાસ-પરંપરાને હું બહુ સબલ ગણું છું: એમણે લોકરાસોમાંથી જ ઉઠાવેલા—

કુંજલડી સંદેશો અમારો,
જઈ વાલમને કે'જો જી રે!
× × ×
" હંઓ હંઓ વીછીડો "
× × ×
" માવા! મહીની મટૂકી મારી મેલ્યને રે. "

વગેરે રાસડા: અથવા એ જ લોકરાસોની લઢણમાં નવરચિત—

" ચોકને આંગણે ચાંદની રે,
ખીલી રૂપેરી રંગ:
રંગ રે, આવો સાહેલી રંગ માણવા. "
× × ×
" ઉગ્યો સખિ! સૃષ્ટિનો શણગાર હાં!
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા! "
× × ×
" કુંજવિહારી! રજની સારી,
કહો ક્યાં ગુજારી નારી નઠારી!
ધૂતારી રે કહોને કોણ ભામા મળી! "
× × ×
" પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે. "

એ બધા ગરબાઓએ રંગભૂમિ દ્વારા જૂની જીવતી રાખ્યા જ કરી છે. એની કીર્તિકલગી તો અર્વાચીન શ્રી. ફૂલચંદ ઝવેરચંદ નડિયાદવાસીએ—

અહો બ્રહ્મનાદ ગાજે,
રૂડો બ્રહ્મનાદ ગાજે;
રૂડો રાસ રચ્યો છે બ્રહ્માંડમાં.

[ રાસકુંજ : પાનું ૭૫ ]

એ રાસ વડે ચડાવી છે. છતાં નવા મંડાયલા રાસ-પર્વને જીભ દેનાર તો શ્રી. ન્હાનાલાલ જ. શિષ્ટોને એણે શુદ્ધ, મીઠા ભાવોથી ભરેલા શબ્દો જૂના ગરબાની લીસી મધુરી હલકમાં ઘુંટીને હાથમાં દીધા. આજથી એકવીસ વર્ષ ઉપર, પ્રીવીઅસનો હું વિદ્યાર્થી હતો ત્યારે, ભાવનગરની ભીંજવતી વર્ષાની એક ફુલભરી સંધ્યાએ બોળતળાવને માર્ગે એક નવપરિચિત વિદ્યાર્થીમિત્રનું ગાયેલું—

પાનાં પ્રારબ્ધનાં ફેરવું
ને મહીં આવે વિજોગની વાત રે
સ્નેહધામ સૂનાં સૂનાં રે !

હજુ પણ જીવનમાં ઘૂમે છે "આશાભર્યાં અમે આવિયાં"નો લોકઢાળ આવા નવા બોલને આટલા લોકઝીલ્યા બનાવી શકે છે, તે દર્શન ન્હાનાલાલમાં પ્રથમવાર થયું. આથી યે વધુ નવભાવનાવંત શબ્દો—

"ચંદા ને સૂર્ય મારાં જ્યાં સદા સમાણાં
આંખોનાં તેજ એ હોલાણાં સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી !"

જૂના ઢાળની મખમલ શી મુલાયમ લઢણ આ નવચિત્રમાં ન્હાનાલાલે સાધી, અને આજ સુધી બહુ ઓછાને જ સિદ્ધ થયેલી રચના શક્તિ દાખવતો આ ભક્તિ-રાસ—

નાથ ગગનના જેવા રે !
નજરમાં ન માય કદિ.
જીભ થાકીને વિરમે રે
વિ રા ટ વિ રા ટ વદી.
મારાં નયણાંની આળસ રે
ન નિરખ્યા હરિને જરી !

ન્હાનાલાલની આ માર્દવ–સિદ્ધિ એની પૂર્વના કોઇ અર્વાચીનોમાં નહોતી. માટે જ એણે નવી રાસ રમનારીઓના હાથ-પગને તેમજ કંઠને પુનઃ રાસ–કુંડાળે ઉતાર્યાં. એના પ્રત્યેક રાસમાં જાણે કે કોઇ દૂધમલ વછેરાને પ્રથમવાર ચાલ્ય શીખવવા કુંડાળે નાખનાર કુનેહબાજ ચાબુકસ્વારની હાંકણી કળાય છે. નવા ભાવોને તથા નવી ભાષાને એણે જૂના ઢાળને કુંડાળે પલોટી કૂણાં પાડયાં. ચાવી ચાવીને છોતાં કરી નાખીએ એટલા બધા ગવાયા–ચવાયા ન્હાનાલાલના રાસ આજે ય રસભરી શેરડીનાં માદળિયાં જેવા રહ્યા છે.

ન્હાનાલાલના રાસદીક્ષિતો ઘણા નીકળ્યા. લલિત, રામમોહનરાય, કેશવ શેઠ વગેરેએ નવાં નવાં ગરબા–ગીતો રચતા થઇ નવી ગુજરાતણોના ઉલ્લાસ પોષ્યે રાખ્યા. તેઓની પદ્ધતિ ન્હાનાલાલ-શાહી જ રહી તેઓની કૃતિઓમાંથી "આવ્યા આવ્યા અષાઢીલા રાજ : હીંચે મારાં હૈયાં સખિ !" અને "જોયા જગત ઘુમી એક જોગીરાજને" જેવી સંઘ-ઝીલણ ઘણી યે પંક્તિઓ ટપકતી હતી. પરંતુ તેમાં ન્હાનાલાલની નવકલ્પનાઓનો પ્રસાદ પણ ન જામ્યો, અસલી લોકગીતોની ભાવપ્રસન્નતા ય ન નીતરી. ગુજરાતણોને ગરબા વિના થોભવાનું હતું.

દરમ્યાન ખોટાદકરની 'રાસતરંગિણી 'એ દેખા દીધી. એના રાસોમાં ન્હાનાલાલ–પરમ્પરા સામે કશા પ્રગટ બળવા વગર, કુટુંબ-ભાવોનું ગાન સીંચાયું. જૂના રાસોમાં વિલસતી સંસાર–જીવનની કડવાશ તેમજ દારૂણતાને દૂર રાખી, એ જૂનાની જ વેધક છતાં સુખદ કરૂણતાને કવિ ખોટાદકર ઠીક ઠીક દોહી શકયા. 'દૂધ ભર્યું હજી દાંતમાં રે, એને આપવાં આણાં !' એ પુત્રી વળાવતી માતાનું ગીત : 'ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ !' તથા 'સખિ ! પનઘટનાં પરિયાણુ મુજને મીઠાં રેઃ ઓ દૂર થકી દેખાય મહિયર મારૂં રે !' એવા સરલ બોલમાં જૂનાનું નૃત્યસંગીત પણ સુલભ

બન્યું. ઉમળકા પણ લોક હૃદયની નજીક પહોંચનારા ઉતર્યા. કેટલાક જૂના ઢાળો પણ નવેસર જીવતા કર્યા બોટાદકરે, અને એ ઢાળોનું માર્દવભર્યું સંગીત પણ પોતે નીપજાવી શક્યા. જેવું કે—

" સખિ ! ધીરે ધીરે પગ ધાર રે,
રાજવણ રંગભીની ! "

લોકરાસના આરાનું પ્રથમ પગથિયું ન્હાનાલાલ : બીજું પગથિયું બોટાદકર : ત્રીજે પગથિયે પગ દેતાં લોકગીતો સુધી પહોંચી જવાય છે. પ્રથમ રણજીતરામના સંગ્રહથી શરૂ થયેલો લોકગીતોનો પુનરુદ્ધાર ૧૯૨૪ થી જોર પકડી ગયો. સંગ્રહોની નિર્જીવ બીબાં-છાપોમાં પડી જવાને બદલે એ ગીતો સ્થળે સ્થળે જાહેર સમારંભોની અંદર અસલનાં ઢાળ હલકથી ગવાતાં થયાં. એમાં તો નર્યો ભાવના–સંભાર નહોતો ! એની અંદર તો જેવું જીવાય છે તેવા જ જીવનની કાળી ઉજળી કથાઓ હતી : એમાં તો—

શુલાણી ગોટો ઇ તો અમારો પરણ્યો જો !
ફુલડિયાંની ફોરું સાહેલી મારા સ્વપ્નામાં રે !

એ સૂરોની જોડાજોડ જ—

" હેઠો ઉતરીને સોટો વાઢિયો,
સબોડયો સેંજલના બરડામાં જો ! "

જેવાં પણ ગાન હતાં. એમાં તો ટિખળ, મર્મકટાક્ષ, ક્લેશ, ઝેરવેર, હત્યા ને આત્મઘાતનાં હાસ્યરુદન હતાં.

નવપ્રજાએ પ્રથમ એને સત્કાર્યાં. એના નવસ્વરોએ વશીકરણ કર્યું. એમાંથી ભૂતકાળના ભણકાર સંભળાયા. એના દુઃખસ્વરોથી દિલો પીગળ્યાં. પછી વળી એના ઉઘાડા જીવન–ભાવોની સૂગ પણ ચડી. કોઈ કોઈને જુગુપ્સા લાગી. પણ આખરે એની naivity–નિર્વ્યાજ

બાલોચિતતા—ગમી ગઇ સહુને. રાસોમાં એ ગીતોએ romanticism નો રંગ ઢોળ્યો. લોકોને બીજું ગમ્યું એનું સભર ભર સંગીનનૃત્ય. એનાં બહુવિધ સ્વરૂપો મુગ્ધ કરનારાં નીવડ્યાં. 'મેંદી રંગ લાગ્યો' ને 'કાંતો રે મારી છેલણુ બીબીયાં'નો પરિહાસ: 'મોરબીની વાણી-આણુ' નો ઉગ્ર કટાક્ષ: 'કેર કાંટો' ને 'રાજલ મારવાડી'નાં પ્રહસનો: 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં'ની કરુણ પ્રહાર-કૃતિઓ: ઇત્યાદિમાં વસ્તુની નવીનતાભરી જૂનવટ, નિખાલસ જીવન-દર્શન, તથા તાલસૂરોનાં વૈવિધ્ય જડ્યાં. થોડા અહિના પર સાંતાક્રૂઝની જુવાન કુમારિકાઓએ ગરબે ઘુમી ગાયેલું 'રાજલ મારવાડી' (રાસકુંજ: પાનું ૧૮૬) દીઠું સાંભળ્યું, ત્યારે પ્રતીતિ પડી કે નવા રાસ-નૃત્યમાં લોકગીતોના પુનરુદ્ધારથી કેટલી ગતિ ને કેટલો પ્રાણ સીંચાયાં છે.

લોકગીતોના અસલી પ્રવાહે આ રીતે પાછા આવીને ત્રણ દિવાલો તોડી: કવિતામાં પેસી ગએલ pedantryને—અતિચોખલિયાપણાના ધસંડને; બીજો તોડ્યો જટિલ ભાપાડમ્બરને; ત્રીજી તોડી રાસ-નૃત્યની સાંકડી એકસૂરીલી મંદગતિને. જૂના પ્રકારની જે નૃત્ય-કરામતો લોકરાસોમાં હતી, તે તો તેજ સ્વરૂપે હજુ ભલે પાછી નથી આવી, પરંતુ લોકગીતોના નર્યા ગાનમાં જ એક એવું જીવતું હિલ્લોલતત્ત્વ રહેલું છે કે જેણે નવગુજરાતણોમાં વિવિધ મરોડના રાસો નીપજાવ-વાની સ્વયં-સ્ફુરણા ભરી દીધી એ નવી નૃત્યગતિને પ્રતાપે જ અત્યારે ગુજરાતણોએ અનેક કવિઓનાં અ-રાસકાવ્યોને ય ગરબામાં ઝીલાતાં કર્યાં છે, તેમજ ઉભા ગવાતા ઢાળોને પણ ચલતી-તાલમાં ચગાવેલ છે. ચલતી તાલમાં એણે કેટલો સૂક્ષ્મ ભાવ મૂર્ત કરેલ છે તેની ખરેખરી જાણ તો તમે—

"સજન સનેહી મોંસે થોરા મિલેંગી!"

એવો કોઈ રાસ સાંતાક્રૂઝની કન્યાઓનો ગરબો સાંભળો ત્યારે થાય.

## ૪. અર્વાચીનોના રાસની ખૂબીઓ, ક્ષતિઓ, ને તેનું ભાવી

રાસગરબા ન રચનારો કવિતાકાર ગુજરાતમાં આજે કોઇક જ હશે: કવિ ન્હાનાલાલના એ કથનની સાક્ષી પૂરનારા કૈંક રાસ-સંગ્રહો આપણી સમક્ષ મોજુદ છે. એ તમામ રાસ–સાહિત્યનો એકાદ આવો 'રાસકુંજ' જેવો પ્રતિનિધિસંગ્રહ પણ સ્હેજે ૨૦૦ ગીતો સુધી પહોંચી જાય છે. ખબરદારથી લઇ જનાર્દન સુધીની કૃતિઓ એમાં સંઘરાય છે.

સંખ્યાને હિસાબે આવડી વિપુલ બનેલી–ને પ્રતિદિન વધતી જ જતી આ રાસસંપત્તિ નૃત્યસંગીતની સામગ્રી તરીકે કેટલાક ખપમાં આવી શકી છે? પ્રમાણમાં અલ્પ. આપણે એને ત્રણ દૃષ્ટિએ તપાસવી જોઇએ :

સાહિત્યદૃષ્ટિએ : સંગીતદૃષ્ટિએ : શબ્દરચનાની દૃષ્ટિએ.

સાહિત્યદૃષ્ટિએ લગભગ આખી જ અર્વાચીન રાસ કવિતા 'લિરિકલ' બની છે. જૂના ગરબાઓમાં ભાત્ય પાડતાં કથાગીતો-રાણકદેવી કે જશમાનાં જેવાં ઐતિહાસિક, રામસીતા કે શરવણનાં જેવાં પૌરાણિક, દેવદેવીઓના રાસ જેવાં ધાર્મિક, અથવા 'વઢીયારી સાસુ' જેવાં સામાજીક–એ ગીતોનું સ્થાન લેનાર નવાં ઘટના–ગીત હજારે એક: રતનબાનો ગરબો, કે 'ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં'નો વિરલ રાસ: પ્રજાજીવનને વલોવી મૂકનાર ઘટનાઓ પણ રાસગરબે નથી નીતરી શકી.

હવે ઉર્મિગીતનું જે તત્ત્વ છે તે કેવી ભાત્યનું? રાષ્ટ્રભાવનાના આ કાળમાં દેશભક્તિના નવા સૂર રાસમાં ફુંકાયા છે? હા, 'જોયા જગત ઘૂમી એક જોગીરાજને': 'લાધ્યું સુહાગી દેવ–દેશ કેરૂં સોણલું': અને 'રણવાટ શોભી રહી રે.' પણ તે ય ઘણું અલ્પ

અને લોકઝીલ્યું નહિ. ગામડાંની સ્ત્રીઓ તો અત્યાર સુધી 'મલ્હારરાવ'ના ગરબામાં જ નામફેર કરીને ગાંધીજીનો રાસ ગાય છે:

દાતણ દેશું દાડમી રે;
દાતણ કરતા જાવ રે ગાંધીજી બાપુ!
સવરાજ લઇ વે'લા આવજો રે!
× × ×
દાતણ કરશું જેલમાં રે;
ફરતી સરકારોની ફોજ રે ગાંધીજી બાપુ!
સવરાજ લઇ વે'લા આવજો રે!

સમાજ તો આલેખાયો જ નથી. મજુર, ખેડુ, નાવિક, વગેરે જીવનના સૂરો હજુ ઉઠ્યા જ નથી (રણુવગડામાં ફીલી એક ક્યારી જેવો ભાઇ સુન્દરમનો 'ભંગડી' નામે સફલ ગરબો હજુ હમણાં જ બહાર આવ્યો.) મધ્યમ વર્ગ પણ એમાં ચુપ છે. કૌટુમ્બિક ઉર્મિઓ પણ ક્યાંક ક્યાંક. 'ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ' જેવું ગીત હજુ અજોડ રહ્યું છે. પરિહાસ કટાક્ષનો રસ નવા રાસમાં નથી જ નથી. નવમનોરથોનાં મંથનો, નવાં આત્મ-સંવેદનો, નવી અશક્ય આકાંક્ષાઓ, નવું પ્રકૃતિદર્શન આવેલ છે; પણ ન્હાનાલાલે ખોડેલ ખાંભા હજુ બહુ ઓળંગાયા નથી.

પૂછશો મા કોઈ પૂછશો મા!
મારા હૈયાની વાતડી પૂછશો મા!

એની પડખોપડખ—

આભથી અંધાર ઘેરાં ઉતર્યાં રે બ્હેન!
નાઠ્યો પ્રકાશ પગથાર:
જગે એકલી રે બ્હેન!
શોધું, ભમું ને પથ ભૂલતી રે બ્હેન!

[ રાસકુંજ: પાનું ૧૫૬ ]

એ કંઈક આડમ્બરી દેખાય છે. કોઈ કોઈ સ્થલે વળી કલ્પનાઓની લૂમો ઉતરતી લાગે છે :

માતાની ગોદમાં પોઢેલા બાળના
ભાલ પરે સોણલાનાં ચુંબન કરૂં;

[રાસકુંજ : પાનું ૧૪]

એ શ્રીધરાણીનું 'સોનાપરી' : અને

સાગર–સાગર જહીં લેટીને ઉછળે
ત્યાં મારે હોડલાં હંકારવાં જી રે;
રચે પ્રચંડ દુર્ગ મોજાંની સાળ જ્યાં
ત્યાં મારે હીંચકા ઝુલાવવા જી રે.

[રાસકુંજ : પાનું ૬]

એ શ્રી પાટડિયાનું 'નાવિકબાળ' : (લોકજીવનનો વાસ્તવિક નાવિકબાળ નહિ, પણ કૉલેજજીવનનો કલ્પનાસાગરો ખેડતો, બેશક!) અને તે પછી—

ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા,
જંગલની કુંજ કુંજ જોવી હતી;
જોવાં'તાં કોતરો ને જોવી'તી કંદરા,
રોતાં ઝરણાંની આંખ લ્હોવી હતી.

[રાસકુંજ પાનું ૭]

એ ઉમાશંકર જોષીનું અપૂર્વ ચિત્રાંકણ 'ભૂલો'. મેથ્યુ આર્નોલ્ડે કવિતાનાં અનિવાર્ય ગણાવેલાં બે લક્ષણો : "High truth and high Seriousness" એ બન્ને 'ભૂલો'માંથી ગુંજન કરે છે. પરંતુ એથી ઉલટું :—

સ્વપ્નાનાં સોણલાં આવે હો વ્હાલાં !
હૈયાના ભાવ આ હીંચોળે ચડે.
સ્વપ્ના વિનાની મને નિદ્રા ન આવે
નિદ્રા ચટુલી મને ના રુચે હો વ્હાલાં ! –સ્વપ્નાનાં૦

[ રાસકુંજ પાનું ૮ ]

એ શ્રી જ્યોત્સ્ના બહેનનું 'સ્વપ્ન-છાયા' fancy કરતાં phantasy માં ઉતરી જાય છે. phantasy પણ બંધબેસતું નથી.

નિર્જન રણુવગડે અલિ વાદળિ ! જળ શાં ઢોળવાં અમથાં ?
રણું રગદોળવાં અમથાં ?

[ રાસકુંજ : પાનું ૪૦ ]

એ 'હૈયાસૂનાં'માં શ્રી કેશવ શેઠે એક સુગેય ને સંગીતમય રાસ સર્જતાં, જગતની હૃદયશુન્યતા દાખવવાની કલ્પના નવી તેમજ મોહક છતાં અજુકતી લીધી. વાદળી વિષે જગત ઉલટું એમ જ માને છે કે એ તો ઔદાર્યનું પ્રતીક: સર્વત્ર અભેદભાવે વરસે.

'અણુદીઠ જાદૂગર' ના મઝરભર કલ્પના–રાસમાં શ્રી સ્નેહરશ્મિએ પણ એજ રીતે—

'અંધકારના દૂર પડધા પડે'

[ રાસકુંજ : પાનું ૪૩ ]

એવું દૂરાકૃષ્ટ ( far–fetched ) રૂપક રચ્યું છે.

આમ છતાં જગતસાહિત્યની કુંજે કુંજે ભમતા નવરાસકારોએ કલ્પનાની તેમજ ઉરવ્યથાઓની તો લુંબઝુંબ સમૃદ્ધિ ઉતારવા માંડી છે.

પરંતુ એ કલ્પનાઓને ગોઠવવાની કલા રાસ–નૃત્યની સરલતાને પહોંચી શકશે નહિ. એવી સફલ કલાનો નમૂનો "ગોવાલણ" છે. ગગનવ્યાપી કોઇ અગમ વિશ્વગોપીનું સુરેખ રૂપ આલેખ્યું છે:—,

ભાલ પરમાણે રે ચાંદલો બિરાજે,
દામણી દેવગંગાની:
ગોવાલણ રે ગોકુળ ગામની.

[ રાસકુંજ : પાનું ૧૮ ]

કેમકે એને માટે જૂના લોકરાસમાં જે તૈયાર કરામત હતી, તે અહીં વપરાયલી છે. એથી યે વધુ સફલ તો 'સુંદરમ્'નું 'રંગરંગ વાદળિયાં':

હાં રે અમે ગ્યાં'તાં
હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે,
અનંતના આરે,
કે રંગ રંગ વાદળિયાં.

શબ્દ–રચનાની દૃષ્ટિએ તો ન્હાનાલાલ તેમજ બીજા થોડાં અપવાદો સિવાય ઘણાને નિષ્ફલતા વરી છે. કેવળ ગ્રામ્ય શબ્દોથી કે ભાભલડી, રાતલડી, જેવા લાડ–પ્રયોગોથી ગીત ગરબાને લાયક નથી બની જતું તેનો દાખલો આ રહ્યો: આ અવતરણ એક સ્હેલાઇથી સિદ્ધહસ્ત બની શકત તેવા રાસકવિ ભાઇ ત્રિભુવનના રાસમાંથી કરૂં છું:

ખોબા સમોવડી ભરી તલાવડીમાં
નાની શી નાવડી ઝૂલતી જી રે!
એમાં એકલડી હીંચું, સાહેલડી!
આનંદઘેલડી હું ફુલતી જી રે!

[ રાસકુંજ : પાનું ૨ ]

'લડી 'ની અતિશયતા લાલિત્યને હસે છે. એજ રીતે—

નાહક આમતેમ ઘુમે, ને એની,
અમીરસ ચાંદની રેળે;
ગાજે મધરાતલડી.

[ રાસકુંજ : પાનું ૨ ]

એમાં 'નાહક' શબ્દ–પ્રયોગ રાસના માર્દવને આંચકો મારે છે. 'ને એની 'નું કઢંગાપણું તો રાસ કદાપિ નહિ સહી શકે. પછી

'સોપો પડયો, સૌ ઉંઘે આનંદમાં'

[ રાસકુંજ : પાનું ૨ ]

એમાં 'સોપો' શબ્દનું ઔચિત્ય કેવળ એ ગ્રામ્ય શબ્દ હોવાથી નહિ જ સ્વીકારી શકાય. એ તો રાસ ઉપર ગ્રામ્યતા ઠોકી બેસારવા જેવું થાય છે.

પણ એથી જ ઉલટું—

આનંદ કંદ ડોલે સુંદરીના વૃન્દમાં,
મીઠા મૃદંગ પડછન્દા રે;
મંદ મંદ હેરે મીટડી મયંકની,
હેરે મારા મધુરસ ચન્દા
—હો ભીંજે મારી ચુંદલડી.

એ કડીમાં ન્હાનાલાલે અનેક અઘરા બોલ યોજ્યા છતાં એ રચના આસાનીથી કંઠસ્થ બની રહે છે. એજ દૃષ્ટિએ

"અહો બ્રહ્મનાદ ગાજે,
રૂડો રાસ રચ્યો છે બ્રહ્માંડમાં"

[ રાસકુંજ : પાનું ૭૫ ]

સફલ રાસ છે. શબ્દરચનાના લાલિત્ય તથા અતિલાલિત્ય વચ્ચેની રેખા એટલી તો પાતળી છે, કે રાસગરબાના રચનારાઓ એ રેખાને સહેલાઇથી ચુકી જાય છે.

"હજુ આપણા રાસલેખકોને જૂના રાસોની મધુર હલક સિદ્ધ થઇ નથી." આ વિવેચના શ્રી રામનારાયણ પાઠકની છે. સંગીતદષ્ટિએ આજના રાસકારોએ ઘણુંખરું ન્હાનાલાલવાપર્યા કે બોટાદકરના યોજેલ ઢાળોના વર્તુલમાં રમ્યા કર્યું છે. એકેક જાણીતા ઢાળમાં પાંચ પાંચ કે વધુ ગરબા રચાય છે. રચનામાં પણ અનુકરણનું બંધન સજ્જડ બન્યું છે. 'મીઠડું ગોરસ લ્યો ! ગોરસ લ્યો !' એની નકલ 'મીઠડાં જીવન લ્યો !' નથી ગમતું.

સત્ય જીવનની વાસ્તવતાને ન વાપર્યા છતાં, કેવળ ભાવોર્મિં ભરીને ય ન્હાનાલાલ કેમ એના રાસોમાં શબ્દ, સંગીત ને કલ્પનાનો પરિપૂર્ણ મેળ નીપજાવી શક્યા ? એવી સફલતા એની પછીના બીજાઓને બહુ કાં નથી સળી ?

જવાબ આ છે : કવિતા જીવનમાંથી ય વહે છે, ને સાહિત્યના સેવનમાંથી પણ ઝરે છે. ન્હાનાલાલની રાસકવિતા આવેલી છે જીવનના સીધા સંસર્ગમાંથી, ઝીલાઇ છે જગસાહિત્યના પરિશીલન-સરોવરે. ન્હાનાલાલે સૌરાષ્ટ્રના વસવાટનાં પચીસ ત્રીસ વર્ષો દરમ્યાન લોકમેળા જોયા, ગરબાગરબી પુષ્કળ સાંભળ્યાં, માનસિક પરિશીલન-દ્વારા રાસગરબાનાં નૃત્ય સંગીત તેમજ સાહિત્યની રેખાએ રેખા પકડી. રાસપરીક્ષકના કાન તીક્ષ્ણ હોવા જોઇએ. ન્હાનાલાલમાં એ છે. એથી જ સોરઠી રાગરાગણીઓનાં ઢાળ ને હલક, જોમ ને લાલિત્ય એના અંતરમાં ઘુંટાઇ, એકરસ બની ગયાં. એવા રસાયનમાંથી જ—

"પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી,
પંખી પોઢયાં લીંડીને પાંખશું પાંખ જો;

> વિલસે આજ જગત સહુ રસના અંકમાં,
> અજબ વિલસતી અલબેલી તુજ આંખ જો:
> એવા રસદિવસો યે પ્રિયતમ વહી ગયા. ”

આવા પ્રવાહી બોલ નીકળી શકે. એ ટપકતી રસપંક્તિઓ—

> “ મને પાછું આણીને પેલું આપો હો
> પ્રાણ મારું પારેવું ! ”

નીતર્યાં જળની સરવાણીઓ છે. ચોમાસું વરસ્યા પછી, નદીઓનાં ઘેલાં પૂર ઉતરી ગયા પછી, કુવા–વાવોમાં જે પ્રસન્ન જળ ચડે છે, તેને કહે છે ‘ નીતર્યાં જળ ’ : એટલે કે

“ Emotion recollected in tranquility.”

રાસકારોએ સંસ્કૃત અંગ્રેજી કવિતા વાંચી હોય છે. કલ્પના અને ભાષાનો પ્રસાદ પણ તેઓ ધરાવતા હોય. પરંતુ રાસગરબાની રચના તો સંઘજીવનનો જીવતો સંપર્ક માગી લ્યે છે. એ સંપર્કમાંથી એને સંજીવની વિદ્યા જડે છે. ન્હાનાલાલ પાસે સંજીવની તત્ત્વ હતું. રાસ–રચના વસ્તુતઃ એકાન્તસેવી નિજમસ્ત કવિને માટે બહુ શક્ય નથી. રાસ–કવિ એટલે સંઘ–કવિ, લોક–કવિ : લોક–કવિનાં આ એંધાણો—

૧ ‘ He utters what everybody feels ’ : પ્રત્યેક માનવ જે અનુભવે છે તે જ એ ઉચ્ચરે છે.

૨ ‘ He is a voice rather than a person ’ : એ માનવી નહિ પણ જીવતો જાણે અવાજ છે–જનતાનો દેહધારી કંઠસ્વર છે.

૩ ‘ His composition is not a solitary act’: એની રચના એકલભાવે કરેલી નથી હોતી.

૪ 'There is the closest emotional contact between him and his hearers.' એની ને એના શ્રોતાઓની વચ્ચે ઘનિષ્ઠ ઉર્મિ-સંપર્ક રચાયો હોય છે.

સંઘ-ઉર્મિઓ સાથે એકાકાર બનવાનું કાર્ય કઠિન છે. અને કવિતા એટલે એક રીતે તો an emotion recollected in tranquillity; એટલે રાસ-કવિએ તો સંઘ-ઉર્મિનું તીવ્ર સંવેદન અનુભવ્યા પછી એ ઉર્મિ-નીર નીતરવા દેવાં જોઇએ. તે પછી જ 'નીતરતી' કવિતા નીપજે.

સમૂહને કંઠે સીંચવાની, સમૂહની રસવૃત્તિને સ્પર્શનારી, સમૂહ-ગત ઉર્મિઓના પડઘા પૂરનારી, નૃત્ય, સંગીત તેમજ વાણીનો ત્રેવડ મેળ ગુંથનારી, નૃત્યની કૈં કૈં સ્વયંસ્ફુરિત કરામતોને અવકાશ આપનારી રાસકવિતા એક વિશિષ્ઠ કાવ્યવિભૂતિ જ માગી લ્યે છે. પ્રાચીનોમાં, નરસિંહમાં, મીરાંમાં, દયારામમાં, મીઠામાં, અનેક અનામી લોકકવિઓમાં એ વિભૂતિ હતી. ન્હાનાલાલમાં પણ રહી છે. લોક-ગીતો સાથેના મારા એક દાયકાના ઉર્મિવશ તેમજ તુલનાત્મક સંપર્ક પછી ય પુનઃ એવું એ મંતવ્ય ઉચ્ચારૂં છું કે ન્હાનાલાલે રચ્યા છે તે રાસો ખરેખર લોકરાસો છે: બેશક એ રાસોનો ઝીલનાર લોકવર્ગ નિરાળો છે. એ આખા વર્ગને એકસામટું આસાનીથી ઝીલાવી શકાય કે—

"મારા અંતરના સરોવર માંય રે
"પાણીડાં હેલે ચડયાં, હેલે ચડયાં."

આ સફલતાનું કારણ? Closest emotional contact between the folkpoet & his hearers : કવિની ને ગોપાતી વચ્ચે નીમેલો ઘનિષ્ઠ ઉર્મિ-સંપર્ક, પછી?— Process

of transmutation અર્થાત રૂપાન્તર કરવાની જે રસાયન–ક્રિયા કહેવાય છે, તે ન્હાનાલાલની કને હોવાથી જ એણે રચ્યું કે—

" વેણી ગુંથી ને મહીં ફુલ હું તો ભૂલી ! "

આ રચના ક્યાંથી આવી ? લોકહૈયાંને પકડનારા કેટલાક સૂક્ષ્મ ચીમટા પડ્યા છે લોકગીતોમાં :—

" હું તો ઇસવર પૂજવાને નીસરી રે લોલ,
" ચોખા કંકાવટી વિસરી રે લોલ ! "

એ લોકગીતની લોકહૃદયહર યુક્તિ. કવિ એને અપનાવી શક્યા.

આ જાતના અન્ય અનેક કાવ્ય–ચીપીઆ લોકગીતોમાં પડ્યા છે : અંગ્રેજી રાસડાનાં riddlesongs, તેમ આપણાં ય—

રામ ને સીતા વાદ વદે,
લાવજો રે એક રાતું ફુલ:
રૂદાકમળમાં રામ રમે.
રાતો રંગત ચૂડલો,
રાતા રે કન્યાના દાંતઃ
રૂદાકમળમાં રામ રમે.

પછી લાક્ષણિક લોકતર્કો: બ્હેને પોતાની સાસરવાસીમાં આવેલ ભાઇને, પૂર્વે કદી ન દીઠેલ છતાં—

" ઓળખ્યો ઓળખ્યો રે માની આંખ્યોને અણસાર,
બાપુની બોલાશે વીરને ઓળખ્યો."

બોટાદકરે એવી લોકતર્કની લાક્ષણિકતાને આબાદ પકડી 'સંદેશ' ના રાસમાં : સાસરવાસીમાં પૂરાએલ પુત્રી, પોતાના આગમનની વાટ જોતી માતાની એંધાણીઓ આભની ચંદાને આપે છે:—

કાગ ઉડાડતી આંગણે,
એ તો દોડી-દોડી ડોકાય રે;
આંખડી આંસુભરી.

ગાય વળાવતી ગોંદરે,
એની એક દિશામાં આંખ રેઃ આંખડી૦

એ રે એંધાણે ઓળખી,
સખિ ! કહેજે કુશળનાં કે'ણ રેઃ આંખડી૦

[ રાસકુંજ : પાનું ૧૦૩ ]

રાસોને લોકઝીલ્યા બનાવવાની આ બધી કરામતો છે. પલટાએલું આજનું જીવન નવી યુક્તિઓ માગશે, ને સૂઝાડશે ય ખરી : પણ એક શર્તે : closest emotional contact : સફલ રાસકવિ, સંઘનો કવિ, લોકકવિ થવાની એ પહેલી શર્ત : કે એણે શ્રેષ્ઠનું પણ અનુકરણ ત્યજવું; સીધા જનહૈયાંની નજીક જઈ કાન ગાંડવા, જનતાના ધબકાર ઝીલવા, ને જીવતી વાણીના બોલ વાપરવા, શબ્દો નહિ. રાસ એટલે બોલ-કાવ્ય.

અનુકરણ કરશે તે મરશે : "Imitation is the worst form of flattery."

આજની રાસકવિતા પ્રતિ આપણી દૃષ્ટિ કઇ હોવી ઘટે ? આશાની, કે નિરાશાની ?

'સંઘજીવન, અસલનું સંઘતત્ત્વ આજે લોકકવિને પ્રેરવા પૂરતું જોશદાર છે ? થઇ શકશે ?

એ તત્ત્વ રાસગરબાને ઝીલશે ? કે નૃત્ય-ગીતોને ? સરઘસ-ગીતોને ? પ્રભાતફેરી ગીતોને ?

સંઘનૃત્યને માટે તલસી ઉઠતું શ્રમજીવન આજે છે ? હોય તો એ શ્રમજીવનને 'રીલૅક્સેશન' શોધવાનાં અન્ય અનેક આરામ-ક્ષેત્રો

સાંપડેલાં છે ને? તો પછી રાસગરબાનું સ્થાન 'રીલૅક્સેશન' મેળવવા પૂરતું કેટલું? ને સ-ભાન કલા ખીલવા પૂરતું કેટલું?

કેવળ ભૂતકાલના કલાવશેષો સંઘરવા જેટલું જ માહાત્મ્ય કાળક્રમે એને ભાગે રહે, એવું શું નથી લાગતું?

રમવા ઝીલવાની વસ્તુ મટી જઇ કેવળ કવિતા રચવાના એક વાહન તરીકે, બહુ બહુ તો એકલ-ગાનના એક ગેય-કાવ્ય તરીકેનું જ એનું સ્થાન રહેશે કે શું?

જવાબો જડવાનો સમય નથી થયો હજુ. હજુ તો જીવનનાં તેમજ સાહિત્યનાં નવાં ઉભરેલ નીર નીતર્યાં નથી. નીતરતાં વાર લાગશે.

દરમ્યાન મારી આંખ તો છે આશાભરી. સુંદરમ્ ઉમાશંકર, સ્નેહરશ્મિ વગેરે નવા જૂથમાંથી લોકકવિનું-સંઘકવિનું સ્વરૂપ રચાતું જોઉં છું હું. મારા અંતરમાં એટલે જ વાર વાંચ્યા છતાં, 'રંગ રંગ વાદળિયાં'ના ગંગજમુનાવરણ બોલ-દીવડાઓ ઉડે છે. એવા સૂરો લોકસમૂહને નવેસર નૃત્ય ગીત અને વાણીનો ત્રેસર-ગુંથ્યો રાસોલ્લાસ પૂરો પાડશે. અથવા કંઇ નહિ તો એટલાં અટૂલાં ય અનેક માનવીઓ અંતર-દોલે હીંચશે-આવું સફલ ગાતાં ગાતાં કે—

ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા,
 જંગલની કુંજ કુંજ જોવી હતી;
જોવાં'તાં કોતરો ને જોવી'તી કંદરા,
 રોતાં ઝરણાંની આંખ લ્હોવી હતી.

[ રાસકુંજ : પાનું ૭ ]

પરંતુ રચનારે નિર્ણય કરવો જ પડશે, કે સંઘઝીલણ રાસ રચવો છે? કે કેવળ સુવાચ્ય અને એકલભોગ્ય ઉર્મિગીત લખવું છે?

સંઘનૃત્યની જેને ભાવના હોય, તે કવિએ પોતાનું રચ્યું જરી સંઘ કને જઇને ઝીલાવી જોવું: અથવા એકાન્તે પોતાના જ કંઠે ચડાવી હાથપગના તાલ સાથે મિલાવી જોવું.

કંઠ અને દેહનું હરએક રજકણ તત્કાલ જવાબ દઇ દેશે, કે લોકવૃંદ તમારા રાસને સ્વીકારશે કે નહિ સ્વીકારે.

પૂર્વે સૂર્યોદયનાં પીછાં પોપટિયાં,
રંગે છે દેવના ઉતારા રે લોલ,
પશ્ચિમ પતંગીયાની પાંખો, રસિકડાં!
ઉછળે મહેરામણ ખારા રે લોલ.

[ રાસકુંજ : પાનું ૧૬ ]

એ કાવ્ય છે, સુંદર કાવ્ય છે, પણ રાસ ન્હોય. એમાં નૃત્ય-સંગીતના મરોડ અધૂરા ને અણુલઢયા રહ્યા છે. કલ્પનાનાં આભરણો, જો અતિ તોલદાર અને લાવણ્ય લાલિત્ય વિનાનાં હશે તો સંઘકંઠે એનો બોજો નહિ સહેવાય. સંઘની સ્મરણશક્તિ પણ તોબાહ પુકારશે. એથી ઉલટું—

" મારે ઘરને માથે રે અગાશિયું,
એમાં ચાંદની ભરી છલકાય રે;
હાં રે એમાં ચાંદની છબછબ થાય રે,
સહીયર! શું રે કહું? શું ના કહું? "

[ રાસકુંજ : પાનું ૧૫૪ ]

એમાં નૃત્ય ને સંગીત અચ્છી તરહથી લઢાયું છે. શ્રી પાઠકની રસવૃત્તિની ખરલ કેવું બારીક ઘુંટણ કામ કરે છે તેનો હું સાક્ષી છું. સાબરમતી કારાગૃહમાં મારે મ્હોંયેથી સાંભળેલ—

“ મારા ઘર પછવાડે રે વાડીયું,
એનાં ફુલડાં લેચે જાય રે;
હાં રે એનાં ફુલડિયાં કરમાય રે,
વાગે છે વેરણ રે વાંસળી.”

એ લોકગીતનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ નૃત્યમરોડ ગળામાં ઉતરી જતાં સુધી પોતે ઝંપ્યા નહોતા. કેટલા રાસકારો એમ કરે છે?

એટલે જીવશે અને ઝીલાશે ફક્ત એ જ ગરબા, કે જેણે સંઘના કંઠની તેમજ સંઘની સ્મરણુશકિતની બારીક મર્યાદાઓ પિછાનીને પાળી હશે.

કલ્પનાના બેહદ સંભાર ઝીલવાનું ગજું રાસગરબાનું ન્હોય. નૃત્યગીતના દોર ઉપર તો એકાદ બે સુસંબદ્ધ કલ્પનાઓના જ કનકવા ચગી શકશે. માટે જ લોકગીતોમાં—

કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે,
મેહુલો કરે ઘનઘોર!—
હાં રે કળાયલ બોલે છે મોર!

પછી ‘કડલાં’ ‘ગુજરી’ને ‘ચુંદડી’નાં નર્યા ખાનાં જ પૂર્યા કરવાનાં હતાં: એક જ કલ્પનાને, એક જ ભાવને સંઘહૃદયમાં ઘનીભૂત કરવા માટે. ‘Brevity is the soul of wit: ટુંકાણુ એ તો કાવ્યનો પ્રાણુ છે:’ એ વિધાનના કડક પાલનને પરિણામે જ ‘આવેલ આશાભર્યા’ (રાસકુંજ: પાનું ૧૦૩) તેમજ ‘મેંદી રંગ લાગ્યો’ (રાસકુંજ: પાનું ૧૦૮) જેવી સેંકડો લોકપદાવલિઓ કંઠે કંઠે રમતી પેઢાનપેઢી સજીવન રહી.

એવું રસાયન જે સાધશે તેનાં જ ગીતો ગરબે ચગશે.

‘રાસકુંજ’ની અંદર શ્રી. શાંતિબહેને કરેલી વીણુણી આ હિસાબે આપણા અર્વાચીન રાસોના ગુણદોષોનું સર્વદેશીય અવલોકન

કરવાની બહોળી સામગ્રી પૂરી પાડે છે. ગુજરાતી રાસકવિતાના સીમાડા કેટલી વિશાલ ભોમ પર વિસ્તરાયા છે, તે નિહાળવા જાણે આપણે એક મિનારા ઉપર ચડયા હોઇએ એવું આ સંગ્રહમાંથી દિસે છે. નવી આવૃત્તિમાં નવાં રાસપુષ્પોની વરણી પણ સંપાદિકાનાં વિવેકી અને પ્રગતિશીલ માનસની સાક્ષી પૂરે છે. પરંતુ (સાંભળવા પ્રમાણે પોતાના રાસ બહારના કોઇને ન આપવાનો નિર્ણય કર્યો હોવાથી) કવિ ન્હાનાલાલના રાસોનું સદંતર અદર્શન આ સંગ્રહના પ્રતિનિધિત્વને નિઃશંક ખંડિત કરે છે. બહુવિધ પુષ્પે ભરી કુંજમાંથી ગુલાબો ખરી ગયાં ભાસે છે. એ દુર્ભાગ્ય સહી લેવું રહે છે. તે એક વાત બાદ કરતાં, સામાન્ય રીતે સંગ્રહકોના સ્વભાવવૈચિત્ર્યને કારણે તેમજ પૂર્વગ્રહોને લીધે ઘણુંખરૂં નબળી ચુંટણી થવાની જે ફરિયાદ આપણા સાહિત્યકોને સંગ્રાહકો તરફ રહે છે, તે ફરિયાદમાંથી રાસકુંજ મુકત ઠરશે એવું મારૂં માનવું છે. સુરુચિ ને વિવેક સચવાયાં છે.

ઢાળો પ્રમાણેનું વર્ગીકરણ કરવાની પદ્ધતિ નવીન જ છે. પ્રત્યેક રાસને પોતાનો જ મુકરર ઢાળ મળ્યો છે કે નહિ તે એક પ્રશ્ન છે. ઘણીવાર રાસોના ભિન્ન ભિન્ન ઢાળોનું સગાપણું છેતરામણું નીવડે છે. રાસકાર અને સંપાદક વચ્ચે એકમત ન થાય એ પણ સંભવિત છે. સંપાદકે રાસકારનો જ નિર્ણય લેવો જરૂરનો છે. એ થયા પછી તો આવું વર્ગીકરણ એક રીતે ઉપકારક બને છે. કેમકે પ્રત્યેક કૃતિની ગેયતા ને નૃત્યક્ષમતા ચોક્કસ ઢાળની ચકાસણીએ ચડી શકે છે.

નૃત્યદૃષ્ટિએ આમાં ગ્રામ્ય તેમજ શહેરી ગરબાનૃત્યની થોડીએક લાક્ષણિક છબીઓ મૂકી શકાઇ હોત તો બહુ ઉપકારક બનત. કેમકે આજની નવી ગરબાપદ્ધતિ ઉપર કલાના ઉપહાસનો, એથી વધુ, કલાની બદનક્ષીનો આરોપ છે. રાસકવિતામાં જેમ કવિઓએ કલ્પના-ભરણોના બોજા લાદ્યા છે, તેમ રાસ-કલામાં રમનારીઓએ બનાવટ તથા વિકૃત માર્દવ પેસાડેલ છે. લાલિત્યનું સ્થાન કૃત્રિમ લ્હેકાઓએ

અને અક્કડ અંગમરોડોએ લીધું છે. ગાનમાં આલાપના લમ્બાયમાન અંશો ઉતારવા જતાં પ્રવાહિતા તૂટી છે. નૃત્ય, ગીત અને બોલ, એ ત્રણે તત્ત્વો જુદી જુદી દિશામાં ખેંચાખેંચ કરે છે. વધુ અત્યાચાર તો કુંડાળું તોડીને આડી અવળી સીધી પંક્તિનાં નૃત્ય દાખલ કરવાથી નીપજેલ છે. હરકોઇ સમારંભમાં સસ્તો બનેલો આ ગરબાનો કાર્યક્રમ લોકનૃત્યના એક જીવન્ત તત્ત્વનો; સંઘજીવનના આતમ-ધબકાર સમ રાસનો ઉપહાસક નીવડયો છે.

કારણો સ્પષ્ટ છે. ગરબા જીવનમાંથી ઉખડીને રંગભૂમિ પર આવ્યા છે: અસલ રાસ ઘૂમનારી ગ્રામ્ય સુંદરીઓ જોડેનો નવીનાઓનો સંપર્ક છે જ નહિ: અંત્યજવાસો ને કોળીવાડા કે જે રાસનાં અદ્યતન સાચાં મંદિરો છે, ત્યાં સુધી નવગુજરાતણો નથી પહોંચતી. જીવનનાં વ્હેન ગરબામાં નથી ઠલવાતાં.-નૃત્ય ને કવાયત વચ્ચેના ભેદ ભૂલી જવાય છે. નૃત્યકલા ભૂમિતિનો ભોગ થઇ પડી છે. બંગાળી લોકનૃત્ય ભણવા માટે મણિપુરી નર્તકોને તેડાવી રોકી શકાય છે, તે રીતે ગરબાપ્રવીણ કોઇ ઝમકુ ખવાસણને અથવા કંકુ કોળણને કાઠિયવાડના ગામડામાંથી ખોળવા આપણે તૈયાર નથી. તેમ નથી આપણી હીંમત ગરબાની કલાને કોઇ નૃત્યવિશારદના હાથમાં પણ મૂકવાની.

છતાં ગરબો નવજીવન પામશે. એનું મહત્ત્વ નવયુગને કલા-તોરણે સ્વીકારાયું છે, એજ એક સબલ આશા-તત્ત્વ છે.

મુંબઇ : ૧૫-૯-'૩૪ ઝવેરચન્દ મેઘાણી



# રાસકુંજની બીજી આવૃત્તિ

રાસકુંજની પ્રથમ આવૃત્તિ ઇ. સ. ૧૯૨૮માં કવિશ્રી ન્હાનાલાલની પ્રસ્તાવના સાથે પ્રગટ થઈ હતી. છપાવેલી બે હજાર નકલો છએક માસમાં જ ખપી ગઇ અને માગણી ચાલુ રહી. છતાં લાંબી માંદગીને લીધે બીજી આવૃત્તિ કાઢવાનું મ્હારાથી બન્યું નહીં. દરમિયાન ત્રણ જાણીતા પ્રકાશકોએ બીજી આવૃત્તિ પ્રગટ કરવાની માગણી કરી હતી, પણ પ્રથમ આવૃત્તિ પ્રગટ થયા પછી થયેલી અનેક સૂચનાઓ પર વિચાર કરી જાતે જ ઘટતા ફેરફાર કરી નવી આવૃત્તિ પ્રગટ કરવાની ઇચ્છાને વશ થઇ પ્રકાશકોની એ માગણીઓ સાભાર નકારવી પડી. તબિયત સુધરતાં, માંદગીનાં ચાર વર્ષમાં નહીં જોવાયેલું રાસસાહિત્ય તપાસી જવામાં, રાસોની નવેસરથી વરણી કરવામાં અને લેખકોની રજા મેળવવામાં ઘણો સમય વીતી ગયો. આખરે છ વર્ષે આ બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

"મુખ્યતઃ અર્વાચીન રાસસાહિત્યનું સંગીત દ્રષ્ટિએ યથાશક્તિ અવલોકન કરી કેટલાક ચૂંટી ક્હાડેલા રાસ ગુર્જરભગિની સમક્ષ સાદર કરવા" નો પ્રથમ આવૃત્તિમાં જણાવેલો ઉદ્દેશ, "ગરબે ફરી ગાઇ શકાય તે રાસ" એવો રાસનો વિસ્તીર્ણ અર્થ અને "ઢાળવાર રાસોની ગોઠવણી" આ આવૃત્તિમાં પણ કાયમ રાખ્યાં છે.

ગીતોની ચૂંટણી નવેસરથી કરેલી હોવાને લીધે પ્રથમ આવૃત્તિમાં આવેલાં કેટલાંક ગીતો આ આવૃત્તિમાંથી ઓછાં થયાં છે. કર્તાઓની

રજા નહીં મળવાથી,[1] અથવા રજા માટેની શરતો સ્વીકારી નહીં શકાયાથી કેટલાંક બાદ કર્યાં છે, કેટલાંક લોકરુચિએ મોળાં જણાયાથી, અને કેટલાંક સુન્દર ગીતો તો માત્ર સ્થળસંકોચને લીધે ઓછાં કરવાં પડયાં છે. છતાં આ આવૃત્તિમાં રાસની સંખ્યા પ્રથમ આવૃત્તિ કરતાં વધી છે. ૮૨ નવા રાસો, ઘણા નવા ઢાળો અને પ્રથમ આવૃત્તિમાં નહીં આવેલા કેટલાક પ્રાચીન અર્વાચીન કવિઓની કૃતિઓ આ આવૃત્તિમાં નજરે પડશે. પ્રથમ આવૃત્તિ પર અભિપ્રાય દર્શાવનારાઓમાંના ઘણાને, મ્હેં કરેલા ફેરફારોમાં, પોતાની ઘણી ખરી સૂચનાઓનો અમલ થયેલો જણાશે. કિયા ફેરફારો કોની સૂચનાને આભારી છે ત્હેનું પૃથક્કરણ કરવાની આ સ્થળે જરૂર નથી. પણ એ તમામ સૂચનાઓ એક યા બીજા કારણે અમલમાં મૂકી શકાઇ નથી તે માટે હું દિલગીર છું. આવી એક બે સૂચનાઓની નોંધ લેવાની અત્રે જરૂર જણાય છે.

એક સૂચના એવી હતી કે પ્રાચીન ગીતોની સંખ્યામાં મ્હોટો વધારો કરવો. આ સૂચનાને માન આપી કેટલાંક જૂનાં ગીતો ઉમેર્યાં છે. પણ આ સંગ્રહની વિશિષ્ટતા અર્વાચીન રાસો હોવાને લીધે અને પ્રાચીન રાસોનો એક જુદો જ સંગ્રહ બનતી ત્વરાએ પ્રગટ કરવાની ઇચ્છા હોવાથી આ સૂચનાનો પૂરો અમલ કરી શકાયો નથી. એક અવલોકનકારે સૂચવ્યું હતું કે "આવા સંગ્રહમાં મૂળ લોકગીત આખું આપ્યું હોત અને પછી તેના રાહવાળાં આધુનિક ગીતોને એ અસલ લોકગીતની પંક્તિનું જ ઓળખાણ આપ્યું હોત તો વધારે સારૂં થાત."

આ સૂચના પ્રથમ દૃષ્ટિએ સ્વીકારી લેવા જેવી જણાઇ, પણ તેમ કરવા જતાં બે નડતરો ઊભી થઇ. પ્રથમ તો મૂળ ઢાળવાળાં બધાં જ ગીતોની બધી જ કડીઓ રુચિકર હોતી નથી. એક લેખકે

---

૧ મહાકવિ શ્રી ન્હાનાલાલના રાસો એમની રજા ન મળવાથી આ આવૃત્તિમાં લઇ શકાયા નથી.

# રાસકુંજની બીજી આવૃત્તિ

રાસકુંજની પ્રથમ આવૃત્તિ ઇ. સ. ૧૯૨૮માં કવિશ્રી ન્હાનાલાલની પ્રસ્તાવના સાથે પ્રગટ થઇ હતી. છપાવેલી બે હજાર નકલો છએક માસમાં જ ખપી ગઇ અને માગણી ચાલુ રહી. છતાં લાંબી માંદગીને લીધે બીજી આવૃત્તિ કાઢવાનું મ્હારાથી બન્યું નહીં. દરમિયાન ત્રણ જાણીતા પ્રકાશકોએ બીજી આવૃત્તિ પ્રગટ કરવાની માગણી કરી હતી, પણ પ્રથમ આવૃત્તિ પ્રગટ થયા પછી થયેલી અનેક સૂચનાઓ પર વિચાર કરી જાતે જ ઘટતા ફેરફાર કરી નવી આવૃત્તિ પ્રગટ કરવાની ઇચ્છાને વશ થઇ પ્રકાશકોની એ માગણીઓ સાભાર નકારવી પડી. તબિયત સુધરતાં, માંદગીનાં ચાર વર્ષમાં નહીં જોવાયેલું રાસસાહિત્ય તપાસી જવામાં, રાસોની નવેસરથી વરણી કરવામાં અને લેખકોની રજા મેળવવામાં ઘણો સમય વીતી ગયો. આખરે ૭ વર્ષે આ બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

" મુખ્યતઃ અર્વાચીન રાસસાહિત્યનું સંગીત દ્રષ્ટિએ યથાશક્તિ અવલોકન કરી કેટલાક ચૂંટી ક્હાડેલા રાસ ગુર્જરભગિની સમક્ષ સાદર કરવા " નો પ્રથમ આવૃત્તિમાં જણાવેલો ઉદ્દેશ, " ગરબે ફરી ગાઇ શકાય તે રાસ " એવો રાસનો વિસ્તીર્ણ અર્થ અને " ઢાળવાર રાસોની ગોઠવણી " આ આવૃત્તિમાં પણ કાયમ રાખ્યાં છે.

ગીતોની ચૂંટણી નવેસરથી કરેલી હોવાને લીધે પ્રથમ આવૃત્તિમાં આવેલાં કેટલાંક ગીતો આ આવૃત્તિમાંથી ઓછાં થયાં છે. કર્તાઓની

રજા નહીં મળવાથી,[1] અથવા રજા માટેની શરતો સ્વીકારી નહીં શકાયાથી કેટલાંક બાદ કર્યાં છે, કેટલાંક લોકરુચિએ મોળાં જણાયાથી, અને કેટલાંક સુન્દર ગીતો તો માત્ર સ્થળસંકોચને લીધે ઓછાં કરવાં પડયાં છે. છતાં આ આવૃત્તિમાં રાસની સંખ્યા પ્રથમ આવૃત્તિ કરતાં વધી છે. ૮૨ નવા રાસો, ઘણા નવા ઢાળો અને પ્રથમ આવૃત્તિમાં નહીં આવેલા કેટલાક પ્રાચીન અર્વાચીન કવિઓની કૃતિઓ આ આવૃત્તિમાં નજરે પડશે. પ્રથમ આવૃત્તિ પર અભિપ્રાય દર્શાવનારાઓમાંના ઘણાને, મ્હેં કરેલા ફેરફારોમાં, પોતાની ઘણી ખરી સૂચનાઓનો અમલ થયેલો જણાશે. ક્યિા ફેરફારો કોની સૂચનાને આભારી છે ત્હેનું પૃથક્કરણ કરવાની આ સ્થળે જરૂર નથી. પણ એ તમામ સૂચનાઓ એક યા બીજા કારણે અમલમાં મૂકી શકાઇ નથી તે માટે હું દિલગીર છું. આવી એક બે સૂચનાઓની નોંધ લેવાની અત્રે જરૂર જણાય છે.

એક સૂચના એવી હતી કે પ્રાચીન ગીતોની સંખ્યામાં મ્હોટો વધારો કરવો. આ સૂચનાને માન આપી કેટલાંક જૂનાં ગીતો ઉમેર્યાં છે. પણ આ સંગ્રહની વિશિષ્ટતા અર્વાચીન રાસો હોવાને લીધે અને પ્રાચીન રાસોનો એક જુદો જ સંગ્રહ બનતી ત્વરાએ પ્રગટ કરવાની ઇચ્છા હોવાથી આ સૂચનાનો પૂરો અમલ કરી શકાયો નથી. એક અવલોકનકારે સૂચવ્યું હતું કે "આવા સંગ્રહમાં મૂળ લોકગીત આખું આપ્યું હોત અને પછી તેના રાહવાળાં આધુનિક ગીતોને એ અસલ લોકગીતની પંક્તિનું જ ઓળખાણ આપ્યું હોત તો વધારે સારૂં થાત."

આ સૂચના પ્રથમ દૃષ્ટિએ સ્વીકારી લેવા જેવી જણાઇ, પણ તેમ કરવા જતાં બે નડતરો ઊભી થઇ. પ્રથમ તો મૂળ ઢાળવાળાં બધાં જ ગીતોની બધી જ કડીઓ રુચિકર હોતી નથી. એક લેખકે

---

૧ મહાકવિ શ્રી ન્હાનાલાલના રાસો એમની રજા ન મળવાથી આ આવૃત્તિમાં લઇ શકાયા નથી. 20472

કહ્યું છે તેમ, કેટલીકવાર તો, "એકાદ કડી કે લીટી સુન્દર હોય અને પછી તો માત્ર 'પીત્તળ લોટા' અને 'તાંબા' તે કૂંડીઓ' રાગમાં ખખડયા કરે–જેમ તુંબડીમાં કાંકરા નાંખી ખખડાવીએ તેમ ગીતના માત્ર શબ્દો જ ખખડતા હોય, અર્થબર્થ મારો જાય." આ લેખકની ટીકા કડક છે, છતાં સર્વાંશે ખોટી તો ન જ કહી શકાય.[1] દાખલા તરીકે તપાસી જુઓ નીચેનાં ઢાળવાળાં જાણીતાં ગીતોઃ—

૧. હું રે મહિયારણ રે! ગોકુળ ગામની.

૨. શહેરનો સૂબો કયારે આવશે રે?

૩. અબોલડા શાને લીધા રે?

૪. ઝીણા મોર ટહુકે આ લીલી નાઘેરમાં.

૫. નાગર! ઊભા રો, રંગરસિયા!

આ ગીતોની બાકીની કડીઓ વાંચવાથી ઉપલી ટીકામાં રહેલ સત્યાંશ સ્હમજાશે. વળી આવાં આખાં ગીત આ અર્વાચીન રાસ-સંગ્રહમાં આપી ત્હેનાં કદ અને કિંમત વધવા દેવાનું ઠીક લાગ્યું નહીં. હવે પછી બહાર પાડવા ધારેલા પ્રાચીન રાસસંગ્રહમાં આ સૂચના પર બની શકતો અમલ કરવાની ઇચ્છા છે.

ઢાળ દર્શાવવાને દરેક ગીતને માથે લોકગીતની પ્રથમ પંક્તિ આપવાને બદલે કેટલાંક ગીત પર જાણીતા આધુનિક ગીતોની પ્રથમ પંક્તિઓ આપી છે. ત્હેનું કારણ એ કે આ સંગ્રહ મુખ્યતઃ અર્વાચીન રાસોનો છે.

---

૧ સરખાવો શ્રી રામનારાયણ પાઠકની 'પ્રસ્થાન'માં આવેલી ગોવાલણની ગરબી પરનું ટિપ્પણ: "ગીતનો રાહ ઘણો જ મધુર અને મસ્ત હલકવાળો છે, પણ ઘણાંખરાં ગાવાના લોકગીતમાં હોય છે તેમ, તેમાં ટેકની કડી સિવાયનાં કાવ્યોનો હાલ કશો જ અર્થ નથી એમ કહીએ તો ચાલે..."

'રાસકુંજ' આવૃત્તિ ૨ જી, પા. ૧૯૮

એક બે ટીકાઓ–સૂચનાઓ સંગીતની દ્રષ્ટિએ થઇ છે. ત્હેની તપાસનું યોગ્ય સ્થાન 'રાસકુંજની સરિગમ'ના મ્હારા પુસ્તકની બીજી આવૃત્તિની પ્રસ્તાવના છે. છતાં આ સ્થાને ત્હેનો કાંઇક ઉલ્લેખ કરવાની જરૂર જણાય છે.

રાસનાં સંગીત સંબન્ધી કેટલાકોની માન્યતા છે કે રાસગરબામાં શાસ્ત્રોક્ત રાગતાલને બિલકુલ સ્થાન જ નથી. આ માન્યતા એટલી તો રૂઢ થયેલી : જણાય છે કે જ્હારે કોઇ રાસની સરિગમ બાંધી ત્હેના પર અમુક રાગ, અમુક તાલ એમ લખવામાં આવે છે ત્હારે તુરત જ આ માન્યતાવાળાઓને એમ થાય છે કે આ રીતિથી ગુજરાતનું આપણું વિશિષ્ટ રાસધન જોખમમાં મૂકાય છે. તેઓશ્રીને ભય ઉત્પન્ન થાય છે કે આધુનિક જમાનાની શાસ્ત્રીય સંગીત પ્રત્યેની પ્રતિદિન વધતી જતી ભકિતનું આ અનિષ્ટ પરિણામ છે. આ વર્ગને એ અજાણ્યું ન જ હોવું જોઇએ કે આપણું પ્રાચીન રાસસાહિત્ય શાસ્ત્રીય રાગવિહોણું નહોતું. નીચેની પંકિતઓથી શરૂ થતા જાણીતા પ્રાચીન રાસોનું સંગીત તપાસતાં સહજ જણાશે કે તે શાસ્ત્રીય રાગમાં જ રચાયેલા છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧. | વા વાયા ને વાદળ ઊમટયાં, | સારંગ | દાદરા |
| ૨. | આશાભર્યાં તે અમે આવિયાં, | ઝીંઝોટી | દાદરા |
| ૩. | લોચનમનનો રે કે ઝઘડો લોચનમનનો. | માઢ | દીપચંદી |
| ૪. | ક્હેોને, સખિ ! કારતક કેમ જાશે ? | કાફી | દીપચંદી |
| ૫. | રિસાણું રસિક સંગાથે રાધા. | કાલિંગડા | દીપચંદી |
| ૬. | સુણ, સાહેલડી રે ! મ્હારે નન્દકુંવરશું નેહ. | ગારા | એકતાલ |
| ૭. | વનમાં ભૂલી પડી રે, પેલો કયાં ગયો કાનુડો ? | ગારા | એકતાલ |
| ૮. | રઘુપતિ રામ ! હૃદયમાં રહેજો રે. | ખમાચ | દીપચંદી |
| ૯. | તમે અજાણ્યાં, અમે જાણીએ રે, | ગારા | દીપચંદી |

૧૦. આદિતે આનન્દ, સહિયર! કહું છું રે, દેસ ત્રિતાલ
૧૧. શહેરનો સૂબો ક્યારે આવશે રે? ઝીંઝોટી દીપચંદી
૧૨. મા! પાવા તે ગઢથી ઊતર્યાં, મહાકાળી રે!
ભીમપલાસી કેરબા–ધુમાળી

શાસ્ત્રોક્ત રાગતાલવાળા આવા બીજા કેટલાયે પ્રાચીન રાસો ટાંકી શકાય. ઉપરોક્ત દાખલાઓથી 'રાસકુંજની સરિગમ' પર થયેલી બીજી એક ટીકાનો ઉત્તર આપી દઉં છું. કેટલાકનું એમ કહેવું થયું છે કે મ્હેં જે દીપચંદી તાલ આપ્યા છે તે ગરબામાં આવી શકે નહીં. આ ટીકાના ઉત્તર તરીકે ઉપર આપેલા દાખલામાંના કેટલાક ખાસ દીપચંદી તાલના શોધીને મ્હેં આપ્યા છે. એટલે દીપચંદી તાલ મ્હેં ખોટી રીતે ગરબામાં દાખલ કર્યો છે એ મારા પરનો આક્ષેપ ઊડી જાય છે. ગાનારને અનુભવથી જણાશે કે દીપચંદી તાલની ૩–૪—૩–૪* માત્રામાં નહીં ગૂંચવાતાં આખી યે ચૌદ માત્રાના બે ભાગ કરી એ તાલ લેતાં લેશે અડચણ પડતી નથી.

એકતાલ સંબન્ધી પણ માન્યતા છે કે એ તાલ ગરબામાં આવી શકે નહીં. અનુભવે જણાયું છે કે દ્રુત લયમાં લેતાં આ તાલ પણ ગરબામાં સાધ્ય છે. ઉપરના દાખલાઓમાં એકતાલ, ત્રિતાલ વગેરેનો પણ સમાવેશ થયેલો છે.

હું માનું છું કે શાસ્ત્રીય રાગતાલને ગરબામાં સ્થાન છે. આથી એમ નથી ઠરતું કે દરેક ગરબામાં અમુક શાસ્ત્રીય રાગ સંપૂર્ણ પ્રગટ થાય છે. રાગતાલ આપી એ કહેવાનો હેતુ નથી કે શાસ્ત્રીય

---

*દીપચંદી તાલ–

| S S S | S S S S | S S S | S S S S |
|---|---|---|---|
| x | ૨ | ૦ | ૩ |

રાગોનાં આલાપ તાન પલટા મીંડ ગમક ઇત્યાદિથી થતો પૂર્ણ વિકાસ ગરબામાં સાધ્ય છે. રાસનું મર્યાદિત સ્વરૂપ મ્હારા ધ્યાનની બ્હાર નથી એ તો મ્હેં પ્રથમ આવૃત્તિમાં જ સ્પષ્ટ કર્યું છે. એક જાણીતા સાક્ષરે કહ્યું છે કે "સંગીતકલાના ઉસ્તાદી વિહારો અને શાસ્ત્રીય ચડાણો એમાં અસ્થાને છે." આ વાક્યમાં રહેલું સત્ય હું પિછાણી શકી છું; પણ તેથી અમુક રાગના સ્વરો અમુક રાસમાં જણાય છે એમ કહેવું મ્હને તો કોઇ રીતે વાંધા પડતું જણાતું નથી. ઉલટું એમ જણાય છે કે "સંગીત ઘટનાનું યથાસ્થિત દર્શન કરાવવું" આ જમાના માટે આવશ્યક છે.

સરિગમ આપી રાસોને અમુક ઢાળમાં નિશ્ચિત સ્વરૂપ આપવાના મ્હારા પ્રયાસ સંબન્ધી થયલી પરસ્પર વિરોધી બે ટીકાઓમાંની એક વિષે બે શબ્દ કહેવાની જરૂર છે. એક પક્ષ આવી રીતે મૂર્ત સ્વરૂપ આપવા માટે અભિનન્દન આપે છે, ત્ય્હારે બીજો પક્ષ કહે છે કે "આવી રીતે ગરબાઓને નિશ્ચિત ઢાળમાં બાંધી લેવાથી જુદા જુદા નવીન ઢાળોમાં એક જ ગીત બેસાડવાનો પ્રયત્ન કરતાં લોકો અટકશે, અને તેટલી તેમની સંગીત વૃત્તિ ખીલવામાં બાધ આવશે." જુદા જુદા ઢાળે ગાવાની છૂટ આપવા સંબન્ધી દર્શાવાયેલા આ મત સાથે રાસ-લેખકોમાંના ઘણા સમ્મત થશે નહિ. જે રાસલેખકો પોતાના રાસોનો અમુક ઢાળે જ લોકોમાં પ્રચાર કરવાને ઇચ્છતા હોય તેમણે સ્વરલિપિ સાથેજ પોતાના રાસો પ્રગટ કરવાની ગોઠવણ કરવી જોઇશે. જ્ય્હાં સુધી આમ થશે નહિ ત્ય્હાં સુધી તેઓએ પોતાના રાસો લોકોની મરજીમાં આવે તે રીતે ગવાતાં સાંભળવાને તૈયાર રહેવું જોઇયે.

આ આવૃત્તિ તૈયાર કરવામાં ઘણા કવિઓનો સહકાર હું મેળવી શકી છું. કેટલાકોએ પોતાના રાસોના ઢાળો સંબન્ધી માહિતી આપી છે, કેટલાકોએ સુન્દર નવા રાસો મેળવી આપીને મદદ કરી છે, અને કેટલાકોએ મ્હારો આખો યે સંગ્રહ તપાસી જઇ સૂચનાઓ કરી છે.

એ સૌનો ઉપકાર માનું છું. 'રાસકુંજ'ને લોકોપયુક્ત કરવામાં એ સર્વનો ફાળો છે.

પૂ૦ સાક્ષરશ્રી નરસિંહરાવભાઇએ આ આવૃત્તિ પ્રગટ કરવા માટે મ્હને વારંવાર પ્રોત્સાહન આપ્યું છે. મ્હારા શ્રમને અન્તે એમના આશીર્વાદ માગતાં એમણે લખેલો પત્ર મ્હારા આ 'કુંજ'માં છપાવતાં મને આનન્દ થાય છે. મ્હારા 'રાસકુંજની સરિગમ' ની એમની પ્રસ્તાવનામાં એમણે કરેલા વિધાન "ગુજરાતણની રસિક વૃત્તિને પોષણ આપનારું હેવું એકલધન-ગરબી." એ વિષે આ પત્ર નવું અજવાળું નાખે છે.

ભાઇ શ્રી મેઘાણીએ રસિક અને માહિતી ભરપૂર પ્રસ્તાવનાથી આ આવૃત્તિને અલંકૃત કરી છે. રાસરસિયાં આ પ્રસ્તાવનાને આવકાર-દાયક લેખશે એવો ખાતરી છે. હું એમનો હાર્દિક ઉપકાર માનું છું.

શ્રી કેશવ હ. શેઠ, શ્રી સ્નેહરશ્મિ, ભાઇ શ્રી રમણ વકીલ, સૌ. પુષ્પા વકીલ, શ્રી મગનલાલ ઝવેરી ('સુદામા') ભાઇ શ્રી જગમોહનદાસ મરચંટ વિગેરે તરફથી મળેલી જુદા જુદા પ્રકારની મદદ વીસરાય તેવી નથી. આ બધાંનો ઉપકાર થયો છે.

બરફીવાળા લોજ,
અન્ધેરી સં. ૧૯૯૦
જન્માષ્ટમી

સૌ. શાન્તિ ચૂનીલાલ બરફીવાળા



## શુદ્ધિ

અંક ૨૫ : પાનું ૧૫૧ : 'આષાઢી સાંજનાં અંબર'
ત્રીજી લીટી : 'માલતો' ને બદલે 'માતેલા'

આશીર્વાદ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૪ | રાસગરબો | રાસ=ગરબો |

# ‘ રાસકુંજ ’ અને ‘ રાસકુંજની સરિગમ ’

## [ પ્રથમ આવૃત્તિ ]

“ રસપૂરિત રાસ વિશે રમતી,
દશ તાલ પરિક્રમથી ફરતી;
રસ ગાન વડે જગ રેલવતી,
કલ કંઠ થકી કકુભો ભરતી. ”*

એવી રસભરી ગુજરાતણુનો લુપ્ત થતો જતો ગરાસ તે ગરબા કે રાસ. એ પુનઃ પ્રાપ્ત કરાવી ગુજરાતણને પાછો સોંપનાર રાસયુગના અધિષ્ઠાતા-સાંપ્રત યુગના મહાકવિ શ્રી. ન્હાનાલાલ દલપતરામ. એમના રાસયુગમાં, વિવિધ દૃષ્ટિબિન્દુથી તૈયાર થયેલા કેટલા યે રાસસંગ્રહો માટે સ્થાન છે. એ ગુલઝારના એકાદ ખૂણામાં આ ‘ રાસકુંજ ’ની જગ્યા જરૂર થશે.

નવીન યુગના અધિનાયક સંગીતવિશારદ કવિ શ્રી નરસિંહરાવ ભોળાનાથ. સંગીત એ એમના યુગની ભાવના. ત્હેની સેવા કરવાનો અલ્પાલ્પ અધિકાર આ ‘ રાસકુંજની સરિગમ ’ને પ્રાપ્ત ન પણ થાય: છતાં શ્રદ્ધા છે કે કોઇ કુશળ સંગીતશાસ્ત્રીની દૃષ્ટિ આ અણખેડાયેલા ક્ષેત્ર પ્રતિ ખેંચવા જેટલી ગરજ તો એ જરૂર સારશે.

સમૃદ્ધ ગુર્જરકાવ્યસાહિત્યમાંથી સાહિત્યદૃષ્ટિએ ઉત્તમ જણાતા રાસનો સમુચ્ચય કરવો એ આ ‘ રાસકુંજ ’નો મુખ્ય ઉદ્દેશ નથી.

---

* સ્વ. બોટાદકરકૃત “ સ્રોતસ્વિની ” પા. ૭૬

રસિક કવિઓનો સહકાર સાધી રાસસાહિત્યમાં તરી આવતાં વિવિધ જીવનરસોનાં જીવન્ત શબ્દચિત્રો ખડાં કરવાં એ ઉદ્દેશ પણ મોખરે રાખ્યો નથી. મુખ્યતઃ અર્વાચીન રાસસાહિત્યનું સંગીતદૃષ્ટિએ યથાશક્તિ અવલોકન કરી કેટલાક ચૂંટી ક્હાડેલા રાસ–ત્હેની સંગીત-લિપિ સાથે–ગુર્જરભગિની સમક્ષ સાદર કરવા એ આ નમ્ર પ્રયાસનો પ્રધાન ઉદ્દેશ છે.

સંગીતને લક્ષ્યબિન્દુ રાખી સંગ્રહ તૈયાર કરનાર વિશાળ સામગ્રી ને ઉત્તમ અધિકાર પ્રાપ્ત કરવાં જોઇએ એ હું સ્હમજું છું. તે પરત્વે મ્હારૂં દારિદ્ર્ય અને અનધિકારિત્વ હું સ્પષ્ટ સ્હમજું છું; આ કાર્ય અમલમાં મૂકતાં મૂકતાં વધુને વધુ સ્હમજી છું. પણ વર્ષોથી રોકી રાખેલી ઇચ્છાને વધુ વાર રોકી ન શકી. પરિણામે 'રાસકુંજ' ને 'રાસકુંજની સરિગમ' જુદા જુદા પુસ્તક રૂપે આજ પ્રકટ થાય છે.

રાસકુંજમાં રાસનો વિસ્તીર્ણ અર્થ–ગરબે ફરી તાલબદ્ધ ગાઇ શકાય તે–લીધો છે. આ વ્યાખ્યાને આધારે "સુખદ આ વસન્તમાં ભૂલી ભાન, વિવશ તું કાં બની ? સજની !" "જયમંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવિયે." ને "કોઇ કહો એ ચાંદલિયાને વ્હેલો ઊગે." જેવાં સંગીતપ્રધાન ગીતોનું આ સંગ્રહમાં સ્થાન થઇ શક્યું છે. "બંસુરી ! તૂં કવન ગુમાન ભરી ?" જેવાં સુમધુર હિન્દી ગીતો પણ એ જ આધારે લીધાં છે.

રાસકુંજમાં ૬૪ કવિઓની કૃતિમાંથી ચૂંટી કહાડેલા ૧૭૩ રાસ છે. શ્રી ન્હાનાલાલ કવિના રાસની પસંદગી કરવામાં મ્હારી મુશ્કેલી 'કિયા રાસ લેવા' ને બદલે 'કિયા રાસ છોડી દેવા' એ હતી. રાસે રાસે માનીતા ઢાળો અલૌકિક અવતાર લે એટલે છોડતાં જીવ કેમ ચાલે ? એમણે તો મ્હને પસંદ પડે એટલા રાસ લેવાની છૂટ આપી ઔદાર્ય દાખવ્યું. આખરે મ્હેં લીધેલી મ્હોટી સંખ્યાથી એ ઔદાર્યનો વધુ પડતો ઉપયોગ જરૂર થયો છે. રા. કેશવ હ.

શેઠ, રા. રાયચુરા, રા. જનાર્દન પ્રભાસ્કર વગેરેના રાસની સંખ્યા પણ પ્રમાણમાં મ્હોટી લેવાઇ છે. જેમના રાસની સંખ્યા વધુ લેવાઈ છે તેમની સંમતિ મેળવવા બનતો પ્રયાસ કર્યો છે. સંમતિ આપવા માટે એ સહુનો આભાર માનું છું.

રાસકુંજમાં ૭૫-૮૦ ઢાળ છે. એક ઢાળે ગવાતા એકથી વધુ રાસના જુદા જુદા 'ગુચ્છ' અથવા સમૂહ બનાવ્યા છે. પ્રથમ આપેલા ૧૨૮ રાસના આવા ૩૩ ગુચ્છ બન્યા છે. બાકીના ૪૫ રાસ એકબીજાથી સ્વતન્ત્ર ઢાળમાં છે. કેટલાક રાસના જુદા જુદા બે ઢાળ પણ આપ્યા છે. સ્વતન્ત્ર ઢાળવાળા રાસનો ક્રમ કવિવાર રાખ્યો છે. ગુચ્છના પ્રત્યેક રાસ પર ત્હેના સામાન્ય ઢાળ તરીકે તે ગુચ્છના પ્રથમ રાસની પ્રથમ પંક્તિ કે મૂળ જાણીતા ઢાળની પંક્તિ મૂકી છે. દાખલા તરીકે "રૂપલા રાતલડી" એ પ્રથમ ગુચ્છનો પ્રથમ રાસ છે. એ રાસ પર એનો મૂળ ઢાળ "વ્હેલા આવજો, હો લાલ !" આપ્યો છે અને એ ગુચ્છના પ્રત્યેક રાસ પર ઢાળ "રૂપલા રાતલડી"નો આપ્યો છે. "ઓધવજી ! સન્દેશો કહેજો શ્યામને." એ જાણીતો ઢાળ એ ગુચ્છમાં આવેલા પ્રત્યેક રાસ પર આપ્યો છે. ગેયતાની દૃષ્ટિએ અને 'રાસકુંજની સરિગમ'ના પુસ્તકમાં રાગ શોધવાની સુગમતાને ખાતર આ વ્યવસ્થા કરવી ઠીક લાગી છે. આથી જે કવિઓના રાસને મથાળે ઢાળની પંક્તિ બદલાઇ હશે તો તે રાસની પરિચિત વ્યક્તિને નવીન પંક્તિ જોઇ ક્ષણિક ભ્રમ થશે; પણ ગુચ્છના પ્રથમ રાસ પરની પંક્તિ જોતાં ભ્રમ જતો રહેશે. આશા છે કે આ વ્યવસ્થા સંપૂર્ણ નહિ તો ક્ષંતવ્ય તો ગણાશે.

રાસના માત્ર ઢાળ આપવાથી આ સંગ્રહનો ઉદ્દેશ સરતો નથી. ઢાળના નામમાત્રથી સ્વરલિપિ કે શ્રવણના અભાવે રાસનું સંગીત કેમ પારખવું ? નરસિંહ મહેતા, મીરાંબાઇ, દયારામ, પ્રેમાનંદ વગેરે "સારા સારા કવિઓનાં જે ગીતો આજે આપણે ગાઇએ છીએ તેના

સ્વરો, એ મૂળ કવિઓ જે સૂરાવટથી ગાતા હશે તે જ સૂરાવટથી હાલ ગાવામાં આવે છે કે કેમ એ ચોક્કસપણે કહી શકાશે નહિ."[1] "આજે તો તેમની શબ્દમય કવિતારૂપ રચનાઓ જ માત્ર રહી ગઇ છે, ને તે સાથેની કવિના મનમાં ઉપજેલી સૂરાવટ, તેનો તો આજે પત્તો પણ નથી."[1] વિદુષી બ્હેન વિદ્યાગૌરી નીલકંઠે પણ એક સ્થલે વ્યાજબી જ કહ્યું છે કે: "ગીતોની ચાલ–રાગ સંબંધે જબરી ગૂંચવણ થાય તેમ છે. જ્યહાં જ્યહાં એ ગવાય છે ત્યહાં મુખપરંપરાથી એના ઢાળ જાણીતા છે; પણ અજાણ્યાને તે દર્શાવવાનું સાધન નથી. એ મૂળ ગીતો હોઇ એની ચાલ પર નવાં ગીતો રચાયેલાં હોય એટલે તે ગીતોને શાનો આધાર આપવો?"[2] આ મુશ્કેલીનો એક જ દાખલો અત્રે આપીશ. રાસને મથાળે લખ્યું હોય કે "ઢાળ: દયારામનાં પાણીડાંનો." પણ દયારામે 'પાણીડાં' કયી રીતે ભરાવ્યાં હશે એ કોણ ખાત્રીપૂર્વક કહી શકે? મુખપરંપરાથી યથાવત્ ગાનાર ક્યહાંથી શોધવા? "કચ્છની કોડ ભરેલી યુવતિ"નો 'પાણીડાં' ગાવાનો પ્રકાર "સૌરાષ્ટ્રતણી સન્નાર"થી જુદો, અને "વડોદરાની ચતુરા" કે "સૂરતની રમણી"નો પ્રકાર તેથી યે જુદો. એટલે સ્હેજે મૂંઝવણ થાય કે: "પાણીડાં કેમ ભરિયે?" આવા સંજોગોમાં કવિઓએ કલ્પેલા 'પાણીડાં' ભરાવવાના પ્રકારથી 'રાસકુંજની સરિગમ'માં અન્ય પ્રકારે ભરાવાયાં હોય–ઢાળોની વિકૃતિ થઇ હોય–તો આશા છે કે કવિહૃદય ક્ષમા આપશે.

રાગનાં શાસ્ત્રીય નામો આપવામાં પણ કેટલીક મુશ્કેલી નડી છે. કારણ કે સામાન્યતઃ શાસ્ત્રીય રાગો ગરબા, ગરબી કે રાસમાં પૂર્ણસ્વરૂપે ખડા થતા નથી. કેટલાક રાસને અમુક એક રાગના

૧ જુઓ પ્રો. ખરે "ગાયન વાદન પાઠમાળા" પુસ્તક ૧, વિભાગ ૧, પા. ૧૨૩.

૨ "વીરપસલી." શ્રીમતી વિદ્યાબ્હેન નીલકંઠની પ્રસ્તાવના.

અધૂરા સૂરો લાગતા હોય ત્યહાં, અને અન્ય રાગની છાયા જેમાં આવતી હોય ત્યહાં, જે રાગનું પ્રાબલ્ય જણાયું ત્હેનું નામ આપ્યું છે. જેમાં એકથી વધુ રાગનું મિશ્રણ થયું છે ત્યહાં 'સંકીર્ણ' રાગની સંજ્ઞા વાપરી છે. છતાં પૂર્ણસ્વરૂપે ખડા થતા શાસ્ત્રીય રાગો 'રાસ-કુંજની સરિગમ'માં શોધનાર નિરાશ થશે નહીં.

તાલ સંબન્ધે બની શકે તેટલી કાળજી રાખી છે. કારણ તાલ એ રાસ–ગરબાનો આત્મા છે. તો પણ એક મ્હોટી ખામી રહી ગઈ છે. સર્વ જાણીતી ને લોકમાનીતી 'હીંચ' સંગીતલેખનમાં હું ઉતારી શકી નથી. એ તાલ શાસ્ત્રીય નથી, એટલે સંગીતલેખનની કોઇ સ્વીકૃત પદ્ધતિ હીંચ દર્શાવવા માટે ઉપલબ્ધ નથી. સંગીતશાસ્ત્રી બર્વેએ હીંચને એક પ્રકારનો તાલ કહીને ત્હેની ઝાંખી રૂપરેખા આપી છે.[3] પણ તે પરથી સ્વરલેખનમાં હીંચ ઉતારવાનું સાહસ ખેડવું મ્હારાં મર્યાદિત જ્ઞાનને લીધે અશક્ય લાગ્યું. કોઇ કુશળ સંગીત-શાસ્ત્રી આ કાર્ય ઉપાડી લેશે તો રાસસંગીતની અમૂલ્ય સેવા થશે.

સ્વરલેખનમાં કૈંક નવીન પણ દિનપ્રતિદિન લોકપ્રિય થતી પ્રો. ભાતખંડેની પદ્ધતિ સ્વીકારી છે. મ્હને એ સૌથી સરલ લાગી છે. એમની સંગીતશાળામાં થોડુંઘણું શિક્ષણ મ્હેં લીધેલું એટલે એ પદ્ધતિ માટે મ્હારો પક્ષપાત પણ ખરો. આ પદ્ધતિ લેવાથી જે બે ત્રણ સંગીતશિક્ષકો પાસે ગરબા–રાસનું સંગીત શીખવાનો પ્રયત્ન કર્યો હતો તેઓની મદદ સ્વરલેખનમાં હું મેળવી શકી નહિં. કેમકે તેઓની પદ્ધતિ જુદી હતી. એટલે ગીતોનાં સ્વરલેખનમાં રહેલી ભૂલો માટે હું જ જવાબદાર છું. સદ્ભાગ્યે પુસ્તક છપાવાનું શરૂ થતાં પહેલાં થોડા દિવસ પૂર્વે પ્રો. ભાતખંડેના પટ્ટશિષ્ય ને શારદા-સંગીત વિદ્યાલયના શિક્ષક શ્રી સીતારામ નારાયણ મોદી પાસે કેટલીક 'સરિગમો' તપાસાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. એમની ભાષા

---

૩. 'ગાયન વાદન પાઠમાળા' પુસ્તક ૧. વિભાગ ૨. પાન ૨૧૭–૨૧૮

ગુજરાતી નહિં હોવા છતાં યે એમણે ખનતી કાળજીથી 'રાસકુંજની સરિગમ' તપાસી મ્હને ઉપકૃત કરી છે.

છેવટમાં આ બે પુસ્તકો પ્રગટ થતાં સુધીમાં થયેલા મહાન ઉપકારોની ટૂંકી નોંધ લેવી આવશ્યક છે. શ્રી ન્હાનાલાલ કવિએ કરેલા ઉપકારો યોગ્ય શબ્દોમાં દર્શાવવા અશક્ય છે. પ્રસ્તાવના લખી 'રાસકુંજ'ને અલંકૃત કરી છે એ મદદ તો સૌ કોઇ જાણે એવી છે. પણ 'રાસકુંજ'ની હસ્તપ્રત બારીકાઇથી તપાસી જઇ-છપાવવામાં કાળજીપૂર્વક અથઇતિ દેખરેખ રાખી, સંગ્રાહિકાની ખામીઓ ને ત્હેની હઠીલાઇ ભણી દુર્લક્ષ કરી નિઃસ્વાર્થ મદદ એમણે આપી ન હોત તો જે સ્વરૂપે 'રાસકુંજ' પ્રગટ થાય છે તે સ્વરૂપે એ કદાપિ પ્રગટ થાત નહીં. કવિ શ્રી નરસિંહરાવ ભોળાનાથે 'સરિગમ'ની હસ્તપ્રત તપાસી-સંગીતદષ્ટિએ અવલોકન કરી ઉપયોગી સૂચનો કર્યાં છે. નાદુરસ્ત તબિયત અને ડૉકટરોએ પૂર્ણ આરામ લેવાની આપેલી સલાહ તરફ દુર્લક્ષ કરી, 'રાસકુંજની સરિગમ' ની પ્રસ્તાવના લખી મ્હારા આ નમ્ર પ્રયાસને સહાયતા આપી મ્હને અત્યંત ઋણી કરી છે.

બરફીવાળા લોજ<br>
અન્ધેરી સં. ૧૯૮૪<br>
પુરૂષોત્તમમાસ પૂર્ણિમા

સૌ. શાન્તિ ચૂનીલાલ બરફીવાળા

## રાસ

(ઢાળ : કુંજલડી રે! સન્દેશો અમારો, જઈ વ્હાલમને કહેજો જી રે)

ચાંદની રાત ને કેસરિયા તારલા,
રાસે રમવા આવજો જી રે!
સરખી સમાણી સૌ સહિયર સાહેલીઓ
સાથે તેડી લાવજો જી રે!

આણી મેર એલી મેર ગંગા ને જમના,
વચ્ચે વૃંદાવન ચોક છે જી રે;
ગોકુળ ને મથુરાં ને વ્રજ ને વૈકુંઠ,
આવ્યાં ચૌદે લોક છે જી રે.

પગલે-પગલે ઝબૂકજો વીજળી,
ફૂલડાં ફૂટજો હાથમાં જી રે;
રાસે રમતાં ને ઘૂમરી ઘૂમતાં
તાળી પૂરજો સાથમાં જી રે!

નન્દનવનથી મોંઘી છે ગુર્જરી
ગરબાગરબી રાસથી જી રે;
ગુર્જરી કુંજ છે દેવોને દોહ્યલી
ગુર્જરી રાસના ઉલ્લાસથી જી રે!

સારા સંસારના તાપથી તારવા
સૂરના ફુવારા ઉડાડજો જી રે;
કંઠે કલ્લોલતાં, હૈયાં હિંચોળતાં,
રસની પરબ કંઇ માંડજો જી રે।

આભે લખ્યા કંઇ અક્ષર ઉકેલતાં
હાથમાં આવ્યા તારલા જી રે;
રસની રસીલી સૌ સજનીઓ! આવજો,
કંઠે ઝૂલાવજો એ હારલા જી રે।

ચાંદની રાત ને કેસરિયા તારલા;
રૂમઝૂમ રૂમઝૂમ ખેલજો જી રે;
ઉરને આંગણુ ધમકે ધમકતાં
અદલ આનન્દે રેલજો જી રે।

અ. ફ઼. ખબરદાર



## ૨. તળાવડી

(ઢાળ: કુંજલડી રે! સંદેશો અમારો, જઇ વ્હાલમને કહેજો જી રે)

ખોબા સમોવડી ભરી તળાવડીમાં
નાની શી નાવડી ઝૂલતી જી રે;
એમાં એકલડી હીંચું, સાહેલડી!
આનંદઘેલડી હું ફૂલતી જી રે.

અમીરસ પાણીડાં પાંખાળી પાવડી
વીંઝું ત્યાં આભને વીંછળે જી રે;
ભીંજે સૂરજ ને ભીંજે ચાંદલિયો,
નવલખ તારલા નીતરે જી રે.

ઝપકતી ઝપ ઝપ સોનેરી વાદળી
　　ફરે ગગનમાં ફૂદડી જી રે;
રસબસ હૈયાં ભીંજે રસીલાં,
　　ભીંજે મારી નવરંગ ચૂંદડી જી રે.

પાણીડાં હલકે ને છલકે તળાવડી
　　આખા જગતમાં રેલતી જી રે;
જ્યાં જ્યાં રેલે ત્યાં ભરતી આનંદની,
　　દુઃખડાં દૂર કરી મેલતી જી રે.

આવો, આવો, સૌ આવો, સાહેલડી !
　　નિર્મળ જળ પર ઝીલવા જી રે;
નિત નિત નૌતમ ખીલતી સુન્દર
　　કુસુમકળી સમ ખીલવા જી રે.

ત્રિભુવન ગૌ. વ્યાસ



## ૩. આત્મગુંજન

(ઢાળ: કુંજલડી રે! સન્દેશો અમારો, જઇ વ્હાલમને કહેજો જી રે)

મેઘલી રાત મહીં ધ્રુવ તણો તારલો
　　ચમકે ગગનગુહા ભેદી જી રે;
જુગજુગના જોગી શો એકાકી હંસલો
　　નિરખે પ્રકાશરેખ એવી જી રે. મેઘલી૦

ઘેરૂં આકાશ, ઘેરીઘેરી વાદળિયો,
　　નમેરી નિશમહીં મ્હાલવાં જી રે;
ઘનને ઘેરેલ ગોખ રૂપેરી ચાંદલો,
　　ચમકે તે દિશ મ્હારે ચાલવાં જી રે. મેઘલી૦

ભરતી ને ઓટ સ્વલ્પ સિન્ધુના ઉભરા,
ડોલતી ન દીઠ દીપદાંડી જી રે;
ભડકા ને છાંય-વૃષ્ટિ મધ્ય ગિરિ ગાજતો,
નિગ્રહસમાધિ એમ માંડી જી રે. મેઘલી૦

તૂટો, ઓ આભ ! ખૂટો ધરતીના રસકૂપ,
ધીકો દિગન્ત ! કાળવીજે જી રે;
પ્રલયને પૂર સ્વયંનૂર તરે હંસલો,
સનાતન સત્યથી જ ભીંજે જી રે. મેઘલી૦

કેશવ હ. શેઠ



## ૪. ૨ ઢ

(ઢાળ : કુંજલડી રે ! સન્દેશો અમારો, જઈ વ્હાલમને કહેજો જી રે)

ઉગતે તે પ્હોર અમે પાણીડાં ચ્યાં'તાં,
રસ્તામાં રઢ એક લાગી જી રે;
ફૂલડે ફૂલડે તે ખીલે કોમળ દિલપાંદડી,
જીવનની મ્હેંક એમ જાગી જી રે.

છોડી ધડૂલો અમે ઉભાં વિમાસણે,
વનવનંના વાયરા પીધા જી રે;
સૂરજનાં તેજ ને નદીયુંનાં નીરના,
ઉંડા સન્દેશ અમે લીધા જી રે.

આથડતે તે પ્હોર અમે મન્દિરે ચ્યાં'તાં,
જોતાંમાં રઢ એક લાગી જી રે;
ભવભવના ભેદ બધા આપે ઉકલ્યા ને,
આતમની ચેતના જાગી જી રે.

હળવે હૈયે તે અમે આવ્યાં આંગણિયે,
પારણિયે પહોંચ્યાં સીધાં જી રે;
દિલડાંના દીપમાં દુનિયાના દેવનાં,
કોટિક દર્શનો કીધાં જી રે.

આથમણે પ્હોર અમે રમવાને આ'તાં,
રમતાંમાં રઢ એક લાગી જી રે;
ગરબે ગરબે તે ઝગે આછેરી દીવડી,
જીવનની જ્યોત એમ જાગી જી રે.

મુખડે મુખડે તે અમે દીઠાં શ્રી માતને,
ચમકીને ચિત્તડાં બીધાં જી રે;
હૈયાની હોંશ ને અન્તરની આશનાં,
હસતાં તે દાન અમે દીધાં જી રે.

રામપ્રસાદ શુક્લ

## ૫. કોયલડીને

(ઢાળ : કુંજલડી રે! સન્દેશો અમારો, જઇ વ્હાલમને કહેજો જી રે)

કુંજનવનમાં કૂજે, કોયલડી!
ત્હારા તે સૂર કાંઇ કામણભર્યા;
ટહુકે ટહુકે ચિત્ત ચોર્યાં, કોયલડી!
ટહુકે ત્હારા સૌ મનડાં હર્યાં! કુંજનવનમાં૦

સુન્દર સરોવર કાંઠે, કોયલડી!
મીઠા આંબલીયા ફાલ્યા ફૂલે;
ઉંચી એ ડાળીએ બેસી, કોયલડી!
વનના સમીરણે ટહુકા પૂરે. કુંજનવનમાં૦

આંબાના મ્હોર શા મ્હેંકે, કોયલડી !
વનના વાયુમાં સુરભી ભરે !
ખાતી ખાતી મ્હોર મીઠું ગાજે, કોયલડી !
મીઠા એ સૂરના રેલા ઝરે. કુંજનવનમાં૦

નજરે નિહાળું ના, મ્હેનાં કોયલડી !
ત્હારા એ સૂરનાદ ગગને ચ્હડે ;
સ્હમજાય નવ એ ગીતડાં, કોયલડી !
જાણું શું બ્રહ્મલોક મંત્રો ભણે. કુંજનવનમાં૦

ગાજે ગાજે કાંઇ ગીતો, કોયલડી !
ત્હારાં એ ગીત મ્હારે હૈયે રમે ;
કલ્લોલિની ! તું કાળી, કોયલડી !
કૂજન, પ્રિય ! ત્હારાં મુજને ગમે ! કુંજનવનમાં૦

જગુભાઇ મો. રાવળ



## ૬. નાવિકબાળ

( ઢાળ : કુંજલડી રે ! સન્દેશો અમારો, જઈ વ્હાલમને કહેજો જી રે )

સાગર–સાગર જહીં ભેટીને ઉછળે,
ત્યાં મ્હારે હોડલાં હંકારવાં જી રે ;
રચે પ્રચંડ દુર્ગ મોજાંની માળ જ્યાં,
ત્યાં મારે હીંચકા ઝૂલાવવા જી રે.

ભમનારા દેશદેશ આવે અનિલરાજ,
પાંખે ચ્હડીને એની ઉડવું જી રે ;
સૂરજ ને ચંદ્ર ડૂબે ઉદધિના ઉરમાં,
એની સંગાથ જગત ઘૂમવું જી રે.

તરતાં તે મોગરાનાં ફૂલ સમાં ફીણને
લેઇ લેઇ હાથમાં ઉછાળવાં જી રે;
ચાંપી ચરણ તળે ઘૂઘવતાં નીરને
સાગર સપાટીએ સંચરવાં જી રે.

અણમોલાં મોતી ને રત્નોના દ્વીપમાં
ખાંતેથી વ્હાણવટું ખેડવું જી રે;
ગહન ઉંડાણભર્યાં સાગર-સંગીતમાં
મારૂં યે એક તાન પૂરવું જી રે.

ચુ. ડા. પાઠડિયા



## ૭. અટૂલો

(ઢાળ: કુંજલડી રે! સન્દેશો અમારો, જઇ વ્હાલમને કહેજો જી રે)

ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા,
જંગલની કુંજ કુંજ જોવી હતી;
જોવાં'તાં કોતરો ને જોવી'તી કંદરા,
રોતાં ઝરણાંની આંખ લ્હોવી હતી.

સૂના સરવરિયાની સોનેરી પાળે,
હંસોની હાર મારે ગણવી હતી;
ડાળે ઝૂલંત કોક કોકિલાને માળે,
અંતરની વેદના વણવી હતી.

એકલા આકાશ તળે ઉભીને એકલો,
પડઘા ઉરબોલના ઝીલવા ગયો;
વેરાયા બોલ મ્હારા ફેલાયા આભમાં,
એકલો અટૂલો ઝાંખો પડયો.

આખો અવતાર મ્હારે ભમવા ડુંગરિયા,
જંગલની કુંજ કુંજ જોવી ફરી ;
ભોમિયા ભૂલે એવી ભમવી રે ! કંદરા,
અંતરની આંખડી લ્હોવી જરી .

ઉમાશંકર જોશી



## ૮. સ્વપ્ન–છાયા

( ઢાળ : કુંજલડી રે ! સન્દેશો અમારો, જઇ વ્હાલમને કહેજો જી રે )

સ્વપ્નાંનાં સોણલાં આવે, હો વ્હાલાં !
હૈયાના ભાવ આ હીંચોળે વ્હડે . સ્વપ્નાંનાં૦
સ્વપ્નાં વિનાની મ્હને નિદ્રા ન આવે,
નિદ્રા અટૂલી મ્હને ના રુચે, હો વ્હાલાં ! સ્વપ્નાંનાં૦
રાત મધરાતે કદી કૂળી સ્હવારે મ્હારાં
શમણાંનાં ફૂલ મ્હેંક મ્હેંકે, હો વ્હાલાં ! સ્વપ્નાંનાં૦
ઝીલી, અઝીલી કોઇ રસની સુધાર મ્હારા
હૈયામાં નિત નિત રેડે, હો વ્હાલાં ! સ્વપ્નાંનાં૦
જાગીને જોઉં ત્યાં ય દીઠાં અદીઠાં એ
સ્વપ્નાંનાં જાદુ ભમાવે, હો વ્હાલાં ! સ્વપ્નાંનાં૦
આશાનાં ચિત્ર એ કદી કદી હસાવે,
સ્મૃતિઓ મૂકીને દૂર સૌ સરે, હો વ્હાલાં ! સ્વપ્નાંનાં૦
ઊંઘતાં ને જાગતાં યે સ્વપ્નમુગ્ધ થાઉં,
સ્વપ્નજગે સ્વપ્નજીવન જીવવું, હો વ્હાલાં ! સ્વપ્નાંનાં૦

જ્યોત્સ્ના શુક્લ



## ૯. ગ ર બો

( ઢાળ: કુંજલડી રે! સન્દેશો અમારો, જઈ વ્હાલમને કહેજો જી રે )

હું યે ઘૂમું ને મ્હારો ગરબો યે ઘૂમે,
ઝાલ્યો ન હુંથી ઝલાતો જી રે;
ગરબામાં આશદીપ ઘૂમે અટૂલો,
અંબા મા! આશરો ત્હમારો જી રે. હું યે૦

ઘૂમે છે વૃક્ષવેલ, ઘૂમે આ ક્યારડા,
ઘૂમે જો પર્ણપુષ્પ ન્હાનાં જી રે;
ઘૂમે છે સરિતા, ને ઘૂમે મહેરામણ,
ઘૂમે અચળ અદ્રિમાળા જી રે. હું યે૦

ઘૂમે છે સૂરજ ને ઘૂમે છે ચાંદલો,
ઘૂમે છે નવલખ તારલા જી રે;
ધરતી ઘૂમે, ને ત્હેનો ધારનાર ઘૂમે,
ઘૂમે કલાનાથ ન્યારા જી રે. હું યે૦

સૌ. જયમનગૌરી પાઠકજી



## ૧૦. સ્ને હ રૂ સ ણાં

( ઢાળ: સરોવરે પાણીડાં ગઈ'તી, સાહેલડી! શરદનું સરોવર હેલે ચડ્યું )

ચન્દનતલાવડીને તીરે, સાહેલડી!
પાણીડાં ગઈ'તી ઉઘડતે પ્હોર;
આગુંનાં નીતરેલ નીરે, સાહેલડી!
દીઠડાં કાંઇ કાંઇ કૌતુક ઓર; ચન્દન૦

જળને ઝોલે જળદેવી, સાહેલડી !
 ઝૂલે ઝૂલે ને સ્નેહલીલા લખે ;
દિલડાંની વાત કોને કહેવી ? સાહેલડી !
 માને તો મારી એક કથની કથે : ચન્દન૦

સન્ધ્યાનો ચંદ ચડયો રમણે, સાહેલડી !
 પોયણે પોયણે રજની રમે ;
કમલિની વિલાતે વદને, સાહેલડી !
 જોતી ને રોતી જળખોળે નમે : ચન્દન૦

ઉગી ઉષા ને ડૂબી સન્ધ્યા, સાહેલડી !
 કિરણે કિરણે કમળો ખીલે ;
ચકોર, પોયણાં ને ચન્દા સાહેલડી !
 સૂતાં મ્હેરોડને પ્રકાશસલીલે : ચન્દન૦

બોળ્યો ઘડૂલો મ્હેં તો નીરે, સાહેલડી !
 નીરે કમળોની કુંળી છાયા ઢળે ;
જોતી ને મ્હોતી સરતીરે, સાહેલડી !
 તીરે કાયાના પડછાયા પડે : ચન્દન૦

ચડતી ભરતીના ભાવે, સાહેલડી !
 બેડલું ભરીને સંચરતી, સખિ !
ઊડતો મકરંદ આવે, સાહેલડી !
 ઉધડે ઉરપાંખડી નાથ નીરખી : ચન્દન૦

આજે સરોવરકાંઠડે, સાહેલડી !
 સાંભર્યાં ને ઓસર્યાં સ્નેહરૂસણાં ;
વ્હાલથી વ્હાલમનાં આંગણે, સાહેલડી !
 હૈડાં ભરી ભરી લીધ મીઠડાં. ચન્દન૦

કેશવ હ. શેઠ

❦

## ૧૧. આ વા ગ મ ન

( ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! શરદનું સરોવર હેલે ચ્હડ્યું )

સમદરનાં નીર ભરી આવી'તી વાદળી,
ઝરમર મોતીડાં ઝરતી ગઇ ;
સરવરના ઘાટ ને નદીયુંની વાટને,
હરખે હિલોળતાં કરતી ગઇ :

જીવનનાં જોમ ભરી આવી'તી વાદળી,
માગ્યા તે મેહુલા અરપી ગઇ ;
ધરતીના તાપ ને દુનિયાનાં દુઃખને,
આતમના ભોગથી તરપી ગઇ .

ફૂલડાંની મ્હેક ભરી આવ્યો'તો વાયરો,
આછેરી લ્હેર એક ફરકી ગયો ;
પંખીનાં ગાન ને ભમરાનાં ભાનને,
લૂંટી અજાણમાં સરકી ગયો .

અંતરનાં પુણ્ય ભરી આવ્યો'તો વાયરો,
પગલાંથી પાપને ફૂંકી ગયો ;
રગરગનાં તાન ને ઉરના ધબકારમાં,
મુક્તિની વાંછના મૂકી ગયો .

અમૃતની આંખ ભરી આવી'તી તારલી,
સોનેરી પાંખ એક ચળકી ગઇ ;
પરવતની ટોચ ને જંગલની ઝાડિયે,
કાળા અંધારમાં ઝબકી ગઇ .

હૈયાની હોંશભરી આવી'તી તારલી,
આશામાં આંસુડાં હરતી ગઇ ;

જળને ઓલે જળદેવી, સાહેલડી !
  ઝૂલે ઝૂલે ને સ્નેહલીલા લખે ;
દિલડાંની વાત કોને કહેવી ? સાહેલડી !
  માને તો મારી એક કથની કથે : ચન્દન૦

સન્ધ્યાનો ચંદ ચડયો રમણે, સાહેલડી !
  પોયણે પોયણે રજની રમે ;
કમલિની વિલાતે વદને, સાહેલડી !
  જોતી ને રોતી જળખોળે નમે : ચન્દન૦

ઉગી ઉષા ને ડૂબી સન્ધ્યા, સાહેલડી !
  કિરણે કિરણે કમળો ખીલે ;
ચકોર, પોયણાં ને ચન્દા સાહેલડી !
  સૂતાં પ્હેરોડને પ્રકાશસલીલે : ચન્દન૦

ખોળ્યો ઘડૂલો મ્હેં તો નીરે, સાહેલડી !
  નીરે કમળોની કુંળી છાયા ઢળે ;
જોતી ને મ્હોતી સરતીરે, સાહેલડી !
  તીરે કાયાના પડછાયા પડે : ચન્દન૦

ચડતી ભરતીના ભાવે, સાહેલડી !
  બેડલું ભરીને સંચરતી, સખિ !
ઊડતો મકરંદ આવે, સાહેલડી !
  ઉઘડે ઉરપાંખડી નાથ નીરખી : ચન્દન૦

આજે સરોવરકાંઠડે, સાહેલડી !
  સાંભર્યાં ને ઓસર્યાં સ્નેહરસણાં ;
વ્હાલથી વ્હાલમનાં આંગણે, સાહેલડી !
  હૈડાં ભરી ભરી લીધ મીઠડાં. ચન્દન૦

કેશવ હ. શેઠ

# ૧૧. આ વા ગ મ ન

( ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! શરદનું સરોવર હેલે ચ્હડયું )

સમદરનાં નીર ભરી આવી'તી વાદળી,
ઝરમર મોતીડાં ઝરતી ગઇ ;
સરવરના ઘાટ ને નદીયુંની વાટને,
હરખે હિલોળતાં કરતી ગઇ :

જીવનનાં જોમ ભરી આવી'તી વાદળી,
માગ્યા તે મેહુલા અરપી ગઇ ;
ધરતીના તાપ ને દુનિયાનાં દુઃખને,
આતમના ભોગથી તરપી ગઇ .

ફૂલડાંની મ્હેક ભરી આવ્યો'તો વાયરો,
આછેરી લ્હેર એક ફરકી ગયો ;
પંખીનાં ગાન ને ભમરાનાં ભાનને,
લૂંટી અજાણમાં સરકી ગયો .

અંતરનાં પુણ્ય ભરી આવ્યો'તો વાયરો,
પગલાંથી પાપને ફૂંકી ગયો ;
રગરગનાં તાન ને ઉરના ધબકારમાં,
મુક્તિની વાંછના મૂકી ગયો .

અમૃતની આંખ ભરી આવી'તી તારલી,
સોનેરી પાંખ એક ચળકી ગઇ ;
પરવતની ટોચ ને જંગલની ઝાડિયે,
કાળા અંધારમાં ઝબકી ગઇ .

હૈયાની હોંશભરી આવી'તી તારલી,
આશામાં આંસુડાં હરતી ગઇ ;

જળને ઝોલે જળદેવી, સાહેલડી !
ઝૂલે ઝૂલે ને સ્નેહલીલા લખે ;
દિલડાંની વાત કોને કહેવી ? સાહેલડી !
માને તો મારી એક કથની કથે : ચન્દન૦

સન્ધ્યાનો ચંદ ચડયો રમણે, સાહેલડી !
પોયણે પોયણે રજની રમે ;
કમલિની વિલાતે વદને, સાહેલડી !
જોતી ને રોતી જળખોળે નમે : ચન્દન૦

ઉગી ઉષા ને ડૂબી સન્ધ્યા, સાહેલડી !
કિરણે કિરણે કમળો ખીલે ;
ચકોર, પોયણાં ને ચન્દા સાહેલડી !
સૂતાં પ્હરોડને પ્રકાશસલીલે : ચન્દન૦

ખોળ્યો ઘડૂલો મ્હેં તો નીરે, સાહેલડી !
નીરે કમળોની કુંળી છાયા ઢળે ;
જોતી ને મ્હોતી સરતીરે, સાહેલડી !
તીરે કાયાના પડછાયા પડે : ચન્દન૦

ચડતી ભરતીના ભાવે, સાહેલડી !
બેડલું ભરીને સંચરતી, સખિ !
ઊડતો મકરંદ આવે, સાહેલડી !
ઉઘડે ઉરપાંખડી નાથ નીરખી : ચન્દન૦

આજે સરોવરકાંઠડે, સાહેલડી !
સાંભર્યાં ને ઓસર્યાં સ્નેહરૂસણાં ;
વ્હાલથી વ્હાલમનાં આંગણે, સાહેલડી !
હૈડાં ભરી ભરી લીધ મીઠડાં. ચન્દન૦

કેશવ હ. શેઠ

❦

## ૧૩. વસંતના ભણકા

( ઢાળ : સરોવરે પાણીડાં ગઈ'તી, સાહેલડી ! શરદનું સરોવર હેલે ચ્હડયું )

થનગન વનમાં નાચે વસંત હો !
હૈયાની કુંજ મારી ફૂલે-ઝૂલે ;
ઊંડેરી એક તહીં બોલે કોયલડી,
ડોલે વસંતડી ફૂલે-ફૂલે. થનગન૦

ઉજળા આકાશમાં ઉઘડે વસંત હો !
દિન દિન રંગ કંઇ નવલા ઝરે ;
રંગે રંગે મારી ચમકે આંખલડી,
ઠમકે વસંતડી ધરણી પરે. થનગન૦

રસ રસ કરતી રેલે વસંત હો !
તરસી જગત અમીબિંદુ ઝીલે ;
હૈયે મારે ધારા છૂટે મીઠલડી,
લૂંટે વસંતડી, ઝલક-ખોલે. થનગન૦

ઝાડીના ઝુંડમાં હીંચે વસંત હો !
પાને પાને કળી મીંચઇ હસે ;
ઘેલી ઘેલી મારી લાગે વાતલડી,
જાગે વસંતડી નસે નસે. થનગન૦

લીલા લલિત નવી લાવે વસંત હો !
ઘેરાં ઘેરાં મારાં નયણાં ફરે ;
હૈયે નવલ મ્હેક મ્હેક રસિકડી,
લ્હેકે વસંતડી શમણે સરે. થનગન૦

ઝીણું ઝીણું કંઇ ગુંજે વસંત હો !
ઊંડાણિડાં ઉર ભણકા ઢળે ;

પ્રેમના ઉલ્લાસ ને જીવનનાં હાસને,
ઉરના આકાશમાં ભરતી ગઇ.

રામપ્રસાદ શુક્લ



## ૧૨. આંગણે તલાવડી

( ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી! શરદનું સરોવર હેલે ચ્હડયું )

મ્હારે આંગણે સુંદર તલાવડી,
તેમાં છબછબિયાં પાણી થાય.
હું ને નાહોલિયો રમવાને જઇએ,
આછાં આછાં નીર ડહોળાય. મ્હારે૦

હળવે, નાહોલિયા! હળવેથી હીંડજે,
કુંળાં કુંળાં મીન કચરાય;
શોભા અમારી ન્હાની તલાવડીની,
મીન કચરાયે ખંડિત થાય. મ્હારે૦

ઉગ્યાં કમળિયાં ને શોભે તલાવડી,
મ્હારૂં મનડું લળી લળી જાય;
મ્હારા રે સમ ત્હને, વ્હાલા નાહોલિયા!
કમળ કુંળાં ના રે ચૂંટાય. મ્હારે૦

મ્હારી તલાવડીએ સન્તોને નોતરૂં,
મ્હારાં આંગણાં પાવન થાય;
હું ને નાહોલિયો હેતેથી પૂજશું,
અમારાં હઇડાં પાવન થાય. મ્હારે૦

ગિરીશ



સૂરજના સારથિના ડચકારા આવતા,
　　　ફૂલ વાટે ધરણીમાં પાછી ફરૂં.

રૂપેરી વાળ મ્હારે, સોનાની પાંખ એ,
　　　પાતાળી કન્યકા હું સોનાપરી;
બાળકોની મશ્કરી હું રોજ રોજ આદરૂં,
　　　આથમતી રાત કેરી મુસાફરી.

કૃષ્ણલાલ શ્રીધરાણી



## ૧૫. ડોલતી ચન્દ્રિકા

ઢાળ: સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી! શરદનું સરોવર હેલે ચ્હડયું )

સંધ્યાસીમડીએથી સૂતેલી રજની
　　　કાળાં અંબર ધરી આવી, હો બ્હેન!
નક્ષત્રનાં વૃન્દને ઝીલવતી વન્દનો
　　　ડોલંતી ચન્દ્રિકા દેખાણી, હો બ્હેન!

પીયૂષની અંજલિઓ પાઇ જગતને
　　　રજનીની વાડી અજવાળી, હો બ્હેન!
ગરબો ચગાવતી શી રૂપલિયા ચોકમાં!
　　　લેતી તારલીઓથી તાળી, હો બ્હેન!

નયણાંનાં તેજ એનાં રમે કુંજછાયમાં,
　　　ફૂલડાંપાંદડીએ એ હીંચતી, હો બ્હેન!
દિશદિશનાં દ્વારગોખ દૂધેથી ધોળતી,
　　　ઉર્મિઓની શીતધાર સીંચતી, હો બ્હેન!

નઝરૂખે જરી વારવાર બેસી,
　　　વાદળીની વેલને નિહાળતી, હો બ્હેન!

આઘે આઘે, સખિ! વાજે વસંતડી,
આજે વસંતડી એ શું છળે? થનગન૦

અ ફ઼. ખબરદાર



## ૧૪. સોનાપરી

( ઢાળ: સરોવરે પાણીડાં ગઈ'તી, સાહેલડી! શરદનું સરોવર હેલે ચ્હડયું )

સાતમે પાતાળ મ્હારા દાદાના ડુંગરા,
રોજ રોજ એમાં ગાતી ફરૂં;
રજનીના ઓળા આવે જરી ત્યાં,
આભની મુસાફરી ઝટ આદરૂં.

ધરણીનું પેટ ચીરી મોગરાનાં મૂળિયાં,
ડાળી સ્વરૂપે બ્હાર ડોકું કરે;
લીલમડા પાંદડેથી દેખીને તારલા,
ફૂલડાં સ્વરૂપે સહેજ મરકી પડે.

મોગરાને મુખડેથી ફરકી-સરકીને,
આભલાના ઉંબરમાં ઉડવા ચ્હડું;
તારલાના ટોળામાં કૂદતી ફરંતી;
એકને હસું, એકને ખોટું વઢું.

નીંદરને હંસલે બેસીને ઉડતી,
બાળકોની દુનિયામાં ફરતી ફરૂં;
ધારણના સુરમા આંગળે ચ્હડાવી,
એક એકની આંખ આછી ભરૂં.

માતાની ગોદમાં પોઢેલા બાળના
ભાલ પર સોણલાંનાં ચુંબન કરૂં;

એવા સંકેત ઉર ધારો, રસિકડાં !
ઊંડા છે આતમના ઉધારા રે લોલ !

પલક પલક પ્રાણકુંદન કસીને
ઝરતું આકાશ અંગારા રે લોલ :
જીવનના જોગ કંઇ એવા, રસિકડાં !
એવા છે પ્રાણના પુકારા રે લોલ.

જીવન-રૂદનના તારે ઝૂલાઇ
પૂરે છે સ્વર્ગ લલકારા રે લોલ :
અશ્રુમીઠાં તે એનાં ગીતો, રસિકડાં !
કરશે કંઇ દિવ્ય અણસારા રે લોલ.

મીઠા હતા ને આજ ઝેરા દીસે તે,
કાલે કલ્યાણ કરનારા રે લોલ :
એ રે સંસારના સૂરથી, રસિકડાં !
ફૂળજો આ દેહના ઇજારા રે લોલ !

હૈયાના હોજ આ હેલે ચઢયા હો !
રેલે છે આતમના ઓવારા રે લોલ :
આવો, આવો રસઆંગણ, રસિકડાં !
ઝીલજો સંદેશ અહિં ન્યારા રે લોલ !

અ. ફ઼. ખબરદાર



જીવન સંકેલી ધીમા સંયમને સ્હોડિયે,
ઉરને સોપાન સ્વર્ગ સાંચરે, હો બ્હેન !

પવનપાવડીએ એ જૂએ ત્રિલોકને,
યુગના અબોલ સાદ સાંભળે, હો બ્હેન !

ચંદ્રિ ! વરસાવ તારૂં અંતર અમૃતસર,
આત્માના દીપ મહીં રોપજે, હો બ્હેન !

'ઇન્દુ'



## ૧૬. સંદેશ

(ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! શરદનું સરોવર હેલે ચ્હડયું)

હૈયાના હોજ આ હેલે ચઢયાં હો !
રેલે બ્રહ્માંડ રસધારા રે લોલ :
ઝીલો-ઝીલાવો મનમહેલે, રસિકડાં !
નીતરે સંદેશ કંઇ ન્યારા રે લોલ.

ઊંડા આકાશની ખાણો ખોદીને
કાઢ્યા છે રત્નરૂપ તારા રે લોલ :
એવે તે આંગણે આવો, રસિકડાં !
પ્રાણે સમાવો ચમકારા રે લોલ !

પૂર્વે સૂર્યોદયનાં પીંછાં પોપટિયાં
રંગે છે દેવના ઉતારા રે લોલ :
પશ્ચિમ પતંગિયાની પાંખો, રસિકડાં !
વીંઝે અહિં સ્વર્ગપલકારા રે લોલ.

ચંદાની દૂર દૂર ચમકે કીકી ત્યાં
ઉછળે મહેરામણ ખારા રે લોલ :

એવા સંકેત ઉર ધારો, રસિકડાં !
ઊંડા છે આતમના ઉધારા રે લોલ !

પલક પલક પ્રાણકુંદન કસીને
ઝરતું આકાશ અંગારા રે લોલ :
જીવનના જોગ કંઇ એવા, રસિકડાં !
એવા છે પ્રાણના પુકારા રે લોલ.

જીવન-રૂદનના તારે ઝૂલાઇ
પૂરે છે સ્વર્ગ લલકારા રે લોલ :
અશ્રુમીઠાં તે એનાં ગીતો, રસિકડાં !
કરશે કંઇ દિવ્ય અણસારા રે લોલ.

મીઠા હતા ને આજ ઘેરા દીસે તે,
કાલે કલ્યાણ કરનારા રે લોલ :
એ રે સંસારના સૂરથી, રસિકડાં !
ફૂળજો આ દેહના ઇજારા રે લોલ !

હૈયાના હોજ આ હેલે ચઢયા હો !
રેલે છે આતમના ઓવારા રે લોલ :
આવો, આવો રસઆંગણ, રસિકડાં !
ઝીલજો સંદેશ અહિં ન્યારા રે લોલ !

અ. ફ. ખબરદાર



## ૧૭. ગોવાલણ

(ઢાળ : હું રે મહિયારણ રે ! ગોકુળ ગામની,
અમ્મારાં મહી કોઇ લ્યો રે !
મહિયારણ રે ! ગોકુળ ગામની.)

હું રે ગોવાલણ રે ! ગોકુળ ગામની,
અમ્મારાં ગોરસ લ્યો રે !
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

ઉજળી રાતની રે અંગે છે ઓઢણી,
તારાની ટપકી વાળી :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

રંગબેરંગી રે સંધ્યાના છેડલા,
ફરકે અદ્ધરથી ઉતરતાં :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

ભાલ પરમાણે રે ચાંદલો બિરાજે,
દાસણી દેવગંગાની :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

દેવોની ભોમની રે માથે છે મટકી,
ગોરાં ગોરસવાળી :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

સાયરની છીપો ને હૈડાં માનવનાં,
ગોરસ પાઇ પાઇ ઠારૂં :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

રામનારાયણ પાઠક

# ૧૮. મહીનાં મૂલ

( ઢાળ: હું રે મહિયારણ રે ! ગોકુળ ગામની )

હું રે ગોવાલણ રે ! ગોકુળ ગામની,
અમ્મારાં મહી કોઇ લ્યો રે !
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

તમ્મારાં મહીનાં રે શાં મૂલ ? ગોવાલણ !
મહીડાંનાં મૂલ અમૂલ :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

મહીનાં રૂપાનાં રે હે મૂલડાં દઇએ, ગોવાલણ !
રૂપાથી મહી ના મૂલાય :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

મહીનાં સોનાનાં રે હે મૂલડાં દઇએ, ગોવાલણ !
સોનાથી મહી ના મૂલાય :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

મહીનાં મોતીનાં રે હે મૂલડાં દઇએ, ગોવાલણ !
મોતીથી મહી ના મૂલાય :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

હું રે ગોવાલણ ! રે હે ગોકુળ ગામની,
અમ્મારાં મહી કોઇ લ્યો રે !
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

તમ્મારાં મહીડાં રે હે ગોરાં, ગોવાલણ !
પીવાને મનડાં લોભાય :
ગોવાલણ રે ! ગોકુળ ગામની,

મુરલીના નાદનાં રે હે ભૂલડાં આપો, ગોવાળિયા !
અમને રમાડો રાસ :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

શરદ પુનમની રે રૂડલી રાતે, ગોવાલણ !
આવજો જમુના તીર :
ગોવાલણ રે ! ગોકુળ ગામની.

રસિકલાલ છો. પરીખ



## ૧૯. રબારણ

( ઢાળ—હું રે મહિયારણ રે ! ગોકુળ ગામની )

આવો, રબારણ હો ! મ્હારે નેસલડે,
હૈયાનાં પાવું અમીડાં રે :
રબારણ હો ! મ્હારે નેસલડે.

મ્હારો નેસલડો હો ! કે વનની વચ્ચે, રબારણ !
જાણે છે કોક જાણનાર :
રબારણ હો ! મ્હારે નેસલડે.

ઘમ્મર વ્હલોણાં હો ! કે નેસને ગર્ભે, રબારણ !
તાણે છે કોક તાણનાર :
રબારણ હો ! મ્હારે નેસલડે.

ચમકાવે ચાંદની હો ! કે મ્હારાં મહીડાં, રબારણ !
જાણે છે કોક જાણનાર :
રબારણ હો ! મ્હારે નેસલડે.

મોંઘાં માખણિયાં હો ! ઉતારના ઘૂમો, રબારણ !
લ્હાણે છે કોક લ્હાણનાર :
રબારણ હો ! મ્હારે નેસલડે.

સ્વાદ અણખોટ્યો હો ! અંતરના રસનો, રબારણ !
માણે છે કોક માણનાર .
રબારણ હો ! મ્હારે નેસલડે.

અજ્ઞાત



## ૨૦. શરદનો ગરબો

( ઢાળ—છલકાતું આવે બ્હેડલું;
મલકાતી આવે નાર :
રે ! મ્હારી સાહેલીનું બ્હેડલું. )

સખિ ! ગગને ચઢતો ચાંદલો
કંઇ ગરબે રમતી નાર :
રે ! મ્હારી સાહેલીના સાથમાં.

સખિ ! નીર નદીનાં નીતર્યાં,
વેળુમાં તેજની ધાર : રે ! મ્હારી૦

સખિ ! ઓઢણું ધોળું ધારજો,
અંબોડે ધોળાં ફૂલ : રે ! મ્હારી૦

સખિ ! ઉર પર મોતીના હાર જો,
રૂપેરી પાય નૂપુર : રે ! મ્હારી૦

સખિ ! શરદે સઘળું ઉજળું,
હૈયાં પણ ઉજળાં હોય : રે ! મ્હારી૦

સખિ ! ઉજળાં દિલનાં ગીતડાં,
ગાઓ તો ગરબો રહોય : રે ! મ્હારી૦

સખિ ! ઠમકે પગના ઘૂઘરા,
નાચંતી અંગની વેલ : રે ! મ્હારી૦

સખિ ! તાળી દેઇ ઘૂમતાં,
કંઇ ઘૂમશે ચરણા-ઘેર : રે ! મ્હારી૦

સખિ ! ઠમકે ઠમકે નાચતાં,
કંઇ મુખડાં મલકી જાય : રે ! મ્હારી૦

સખિ ! ગગને વચ્ચે ચાંદલો,
શેફાલી ઝરતી ફૂલ : રે ! મ્હારી૦

સખિ ! ગગને ગરબો ગાજતો,
જગદમ્બા પૂરતી સૂર : રે ! મ્હારી૦

**રસિકલાલ છો. પરીખ**



## ૨૧. મલકાતો આવે મોરલો

( ઢાળ : છલકાતું આવે બ્હેડલું ;
મલકાતી આવે નાર :
રે ! મ્હારી સાહેલીનું બ્હેડલું. )

મલકાતો આવે મોરલો,
લચકાતી આવે ઢેલ :
રે ! મલકાતો આવે મોરલો.

કંઇ આભ તણા ઓવારેથી મલકાતો આવે મેહુલો,
રેલાતી રસની રેલ :
રે ! મલકાતો આવે મોરલો.

શણગાર સજી સોહાગી રે મલકાતી આવે માનુની,
છલકાતી આવે હેલ :
રે ! મલકાતો આવે મોરલો.

ભીંજાતું હરખે હૈયું રે ભીંજાતું ભીતર ભાવથી,
ઉભરાતું ઉર અલબેલ :
રે ! મલકાતો આવે મોરલો.

ભીંજાતી અંબર ઓઢણી, ભીંજાતો સેંથો સોહ્યલો,
ટપટપ ટપકે ધીમી ધાર :
રે ! મલકાતો આવે મોરલો.

સ્નેહામૃત કેરી છલકે રે છલકાતું જીવનબ્હેડલું,
રસ ઝીલો, ઝીલણહાર !
રે ! મલકાતો આવે મોરલો.

ચન્દ્રકાન્ત મં. ઓઝા



## ૨૨. જળઝીલણી

( ઢાળ : સોનાઈઢાણી રૂપાબેડલું રે, નાગર ! ઉભા રો, રંગરસિયા ! )

આજ આનન્દજળઝીલણી રે,
સહિયર ! આવો એ જળ ઝીલવા.
ઉછળે અનંત રસરેલ રે ; સહિયર ! આવો.
સાજે સોહાગ સરિતસુન્દરી રે, સહિયર ! આવો.
ઉરમાં ન એક અલબેલ રે ; સહિયર ! આવો.

ચન્દાને ચોક ચડી ચાંદની રે, સહિયર ! આવો.
આશાભરી ઉભરાય રે ; સહિયર ! આવો.

શીળી શી શારદ રાતડી રે, સહિયર ! આવો.
મીટે-મીટે મલકાય રે; સહિયર ! આવો.

પ્રીતિને પૂર જગતઝીલણી રે, સહિયર ! આવો.
સેરે-સેરે નવાં નીર રે; સહિયર ! આવો.
હૈયે તરંગ રૂડા હીંચતા રે, સહિયર ! આવો.
તેજે ભર્યાં એનાં તીર રે; સહિયર ! આવો.

વ્હાલમનાં વ્હાલ વહે વેગથી રે, સહિયર ! આવો.
ભરતી શી ભાવની ભરાય રે ! સહિયર ! આવો.
અમૃતના ઓઘભરી આંખડી રે, સહિયર ! આવો.
મુખડે મીઠાશ નહિ માય રે; સહિયર ! આવો.

એવો પ્રભુજીના પ્રેમનો રે, સહિયર ! આવો.
સાગર શો છલકાય રે ! સહિયર ! આવો.
ઉરની રચાવી રૂડી અંજલિ રે, સહિયર ! આવો.
ઝીલો, ઝરણુ વહ્યાં જાય રે;
સહિયર ! આવો એ જળ ઝીલવા.

દા. ખુ. બોટાદકર



## ૨૩. ઉભાં રો, રંગવાદળી !

(ઢાળ—સોના ઇંઢોણી રૂપાબેડલું રે, નાગર ! ઉભા રો, રંગરસિયા !)

લીલા છે મોર, કાળી વાદળી રે,
એક વાર ઉભાં રો, રંગવાદળી !
વરસ્યાં વિણ શાને વહ્યાં જાવ રે ?
એક વાર ઉભાં રો, રંગવાદળી !

ઝૂરે બપૈયા, ઝૂરે ઝાડવાં રે, એક વાર૦
તરસ્યાં નદીયું તે કેરાં તીર રે, એક વાર૦
ઝાઝા દા'ડાના દીધા વાયદા રે, એક વાર૦
બેઠા આશાએ બાર માસ રે, એક વાર૦

ઉંચા આકાશની અટારીએ રે, એક વાર૦
છૂટા મેલ્યા કાળા કેશ રે! એક વાર૦
ઓઢી છે ઇન્દ્રધનુ ઓઢણી રે, એક વાર૦
મેલ્યા બે છેડલા ઢળંત રે, એક વાર૦

આષાઢી બીજની આડ્યો કરી રે, એક વાર૦
તારાની ટીલડી લલાટ રે, એક વાર૦
કાંડે તે બીજ કેરી કાંકણી રે, એક વાર૦
વાદળગંગાનો ગળે હાર રે, એક વાર૦

લાંબા તે કાળની વિજોગણી રે, એક વાર૦
કાઢો છો કેને કાજ દોટ રે! એક વાર૦
જળ રે દેવીની તમે દીકરી રે, એક વાર૦
દાદા રૂડા તે રવિ ભાણ રે, એક વાર૦

જનનીની પ્રીત કેમ વિસર્યાં રે! એક વાર૦
દાદાના તાપ શે સે'વાય રે! એક વાર૦
આવો, આકાશની અધીશ્વરી! રે, એક વાર૦
પૃથ્વીનાં પંખીડાં પુકારે રે, એક વાર૦

ટાંપી-ટાંપીને મોર ટૌકિયા રે, એક વાર૦
આવો, અમીની ભરેલ બ્હેન! રે, એક વાર૦

ઝવેરચન્દ મેઘાણી



## ૨૪. ભવસાગર

( ઢાળ: ચાલો, જોવાને જઇયે )

જો ! જો ! સખિ ! પેલો સાગર ગાજે,
રંગતરંગ શા રાજે રે !
ભવસાગર ગાજે.

ગાન મધુર રહે કંઇ ગાતો,
કૈંક વદે ઝીણી વાતો રે: ભવસાગર૦

એ સહમજે ઉર કોઇ સુહાગી,
જે રસનાં અનુરાગી રે: ભવસાગર૦

માંહિ ભર્યાં મોંઘાં મૂલનાં મોતી,
ગુણિયલ લે જન ગોતી રે: ભવસાગર૦

ઉભા ખડક એના ઉરમાં, આલિ !
નાવિક રહે છે નિહાળી રે: ભવસાગર૦

સ્હામે તીરે પ્રભુધામ પનોતાં,
જગતની વાટડી જોતાં રે: ભવસાગર૦

કૈંક તરે, વળી કૈંક તરેલાં,
દેવને દેશ વસેલાં રે: ભવસાગર૦

ભાર ભર્યાં બહુ ડૂબતાં દીઠાં,
જે મનનાં નહિ મીઠાં રે: ભવસાગર૦

ચાલો, સખિ ! એમાં સંગ ઉતરિયે,
તીરને પામવા તરિયે રે: ભવસાગર૦

હેત તણી રચિયે રૂડી હોડી,
જાય તરી દોડી-દોડી રે: ભવસાગર૦

ડા. ખુ. બોટાદકર

## ૨૫. હેમકટોરી

( ઢાળ: જો! જો! સખિ! પેલા સાગર ગાજે )

સહિયર! મ્હારી હેમકટોરી,
દિનકર જેવી ગોરી રે;
મ્હારી હેમકટોરી!

સ્નેહનાં સીંચ્યાં ચોમેર મોતી,
ઝળહળ ઓપતી જ્યોતિ રે; મ્હારી૦

કાંઠા મઢ્યા શશિકાન્તમણિથી,
ચળકતી રત્નકણીથી રે; મ્હારી૦

વ્હાલનાં અમૃત ઘોળ્યાં ઉમંગે,
પ્રેમના પરિમલ સંગે રે; મ્હારી૦

મોંઘાં સુશીલ શીળાં મધ રેડ્યાં,
પીવાને જગજન તેડ્યાં રે; મ્હારી૦

પીતાં ખૂટે ન કદિ રહે ન ખાલી,
લાગે સહુને વ્હાલી રે; મ્હારી૦

દેવાંગનાએ પોપું દીધેલી,
પ્રેમપીયૂષરસ હેલી રે; મ્હારી૦

ચન્દ્રકાન્ત મં. ઓઝા



## ૨૬. શરદનો રાસ

( ઢાળ: દેખો, સખિ! ડોલરિયો કાલિન્દરીને કાંઠડે ઉભો રે )

હાં રે સખિ! મીઠી મધુરી જો! ચન્દા,
કે આભ કેરે કાંઠડે ઉગે છે!૦

હાં રે રાસ રમવાને તારક-વૃન્દા,
કે દૈવી જ્યોતે ઝગે છે!

દેવબાલિકા સમી એ આભખોળે લાડતી;
હાં રે એ તો સખીઓ શું સરે મન્દમન્દા:
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

કોટિ કોટિ અમીધાર ગગનેથી નીતરે;
હાં રે આજ સૌમ્ય બની પૃથિવી નવ-ખણ્ડા:
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

પ્રાણને ઉંડાણ એ ઝબકે અનેરી;
હાં રે એણે જગને ઓઢાડી તેજ-કન્થા:
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

ભર્યું-ભર્યું મુખ એનું આંખને ભરી દે;
હાં રે એ તો જીવન ભરી દે સુખ-કન્દા:
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

વિશ્વ-વાંસળીમાં આજ પ્રેમ-સૂર વાગે;
હાં રે એના હૈયે પડે પડછન્દા:
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

ઉરમાં અભિલાષા હો! કુંણી-કુંણી જાગે;
હાં રે એની ઉડે રસછોળ સ્વચ્છન્દા:!
હો! ચન્દા જો! આભ કેરે કાંઠડે ઉગે છે!

સ્નેહરશ્મિ



# ૨૭. પૂર્ણિમા પાછી ઉગી રે

( ઢાળ—દેખો, સખિ ! રાસરિયો કાલિન્દ્રીને કાંઠડે ઉભો રે )

સોળ સોળ પાંખડીનાં કમળ એ મંગાવ્યાં,
ગણતાં દિવસ હું તો થાકી :
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

તોડું હું રોજ એક પાંખડી એ કમળની,
આજે રહી છે એ બાકી :
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

વ્હાલા ! વીતી ગયો આવવાનો વાયદો,
વિરહ શકું ન હવે સાંખી :
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

શીળો સમીરે ન લાવે સન્દેશડો,
નેડો રહી છું તોય રાખી :
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

જોતી ઉભી હું વાટ કાલિન્દીને કાંઠડે,
જાણ્યું થશે તમ ઝાંખી !
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

જળમાં પડેલ ચન્દ્રબિમ્બ ગણી પ્રિયમુખ,
પૂજવા એ પાંખડીઓ નાંખી :
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

જનાર્દન પ્રભાસ્કર.



## ૨૮. પૂર્ણિમા આજે ઉગી રે!

( ઢાળ: દેખો, સખિ! ડોલરિયો કાલિન્દરીને કાંઠડે ઉભો રે )

આવ્યા આ સુભદ્રાના વીરા,
કે પૂર્ણિમા આજે ઉગી રે!

નિત્ય નિત્ય આંગણે સુગંધિત વારિ,
છીપી છીપી છેક હું તો થાકી,
કે પૂર્ણિમા આજે ઉગી રે!

સ્હાંજ ને સ્હવાર અસ્ત-ઉદયની વેળા,
વીણી વીણી ફૂલડાં હું થાકી,
કે પૂર્ણિમા આજે ઉગી રે!

રૈન રૈન સોણલાં આવે સૌભાગ્યનાં,
શાપી શાપી ભાગ્ય-રેખ થાકી,
કે પૂર્ણિમા આજે ઉગી રે!

પક્ષ પક્ષ વદ્ય-પક્ષ ભાળીને આવતાં,
ગણતાં તે સર્વ હું તો થાકી,
કે પૂર્ણિમા આજે ઉગી રે!

શરદ-શિશિર મ્હેં તો જાણી નહિ કદી,
વર્ષા-હેમંત નહીં ચાખી,
કે પૂર્ણિમા આજે ઉગી રે!

રોજ રોજ રજનીને ભાળી અંધિયારી,
નેણયોયે વાટ જોઇ થાકી,
કે પૂર્ણિમા આજે ઉગી રે!

શોધી શોધી મધુવન–કામવનોને,
દેહલતાને લૂખ લાગી,
કે પૂર્ણિમા આજે ઉગી રે !

જાણે ઋતુ ગ્રીષ્મની ભીષ્મ–પ્રતિજ્ઞા
પાનખર ફક્ત મ્હને લાગી,
કે પૂર્ણિમા આજે ઉગી રે !

આજે સૌભાગ્ય-ચંદ્ર ખીલ્યો ઉર-આભમાં,
વેણુ વસન્તની વાગી,
કે પૂર્ણિમા આજે ઉગી રે !

સુદામા



## ૨૯. આજની ઘડી

આજની ઘડી રળિયામણી:
હાં રે મારો વ્હાલોજી આવ્યાની વધામણી હો જી રે. આજની૦

હાં રે પૂરો પૂરો સોહાગણ ! સાથિયા;
હાં રે મલપતા આવ્યા હરિહાથિયા હો જી રે. આજની૦

હાં રે સખિ ! મોતીડે ચોક પૂરાવિયે;
હાં રે ત્યાં આપણા નાથને પધરાવિયે હો જી રે. આજની૦

હાં રે સખિ ! ફૂલડે પાગરણ ભરાવિયે;
હાં રે ત્યાં છબિલાજીને પધરાવિયે હો જી રે. આજની૦

હાં રે સખિ ! નીર ગંગાજળ લાવિયે;
હાં રે રૂડાં ચતુર્ભુજનાં ચરણાં પખાળિયે હો જી રે. આજની૦

હાં રે સખિ ! ચાર સોહાગણ આવશું;
હાં રે અમે આપણા નાથને વધાવશું હો જી રે. આજની૦

હાં રે સખિ ! આ રસ મીઠો—અતિ મીઠડો ;
હાં રે મેં તો નરસૈંયાનો સ્વામી દીઠડો હો જી રે. આજની૦

નરસિંહ મહેતા



## ૩૦. મોરલી

( ઢાળ—આજની ઘડી રળિયામણી )

મોરલી વાગી રે શ્રીકૃષ્ણની.

હાં રે વ્હાલા ! સરસ્વત સ્વામીને વિનવું ;
હાં રે વ્હાલા ! ગણપત લાગું પાય, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! સરોવર પાણીડાં સંચર્યાં ;
હાં રે વ્હાલા ! કાંઠે તે ઉભો ક્હાન, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! સોના તે કેરૂં મ્હારૂં બેડલું ;
હાં રે વ્હાલા ! ઉઢાણી રતનજડાવ, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! ક્હાને તે કંકર ફેંકિયો ;
હાં રે વ્હાલા ! વાગ્યો ઘડૂલા હેઠ, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! ઘડૂલો ફૂટ્યો ને નીર વહી ગયાં,
હાં રે વ્હાલા ! ભીંજ્યાં મ્હારાં નવરંગ ચીર, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! સાસુ તે મ્હારી ખીજશે ;
હાં રે વ્હાલા ! નણદલ દેશે ગાળ, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! દેરાણી જેઠાણી મ્હેણાં મારશે ;
હાં રે વ્હાલા ! પરણ્યો તે કરશે પેર, લાલ ! જી રે. મોરલી૦

હાં રે વ્હાલા ! દયાના પ્રીતમ પ્રભુ પાતળા ;
હાં રે તે તો મ્હારા પ્રાણના આધાર, લાલ ! જી રે. મોરલી૦



દયારામ

## ૩૧. સ્હાંજની શોભા

( ઢાળ : આજની ઘડી રળિયામણી )

સ્હાંજની શોભા તે રળિયામણી .
હાં રે હીંગળોકિયા તરંત તેજબિંબની ; હો ! જી રે. સ્હાંજની૦

હાં રે બાવળ ઝાડીમાંથી સૂર્ય અસ્ત જોઇને ;
હાં રે સિંદુર રંગથી ન કેમ રહું મોહીને ? હો ! જી રે. સ્હાંજની૦

હાં રે રૂડાં ખેતરો ખુલ્લાં તે પાસ તેડતાં ;
હાં રે રંગીન બાવળો તે આંખ સંગ ખેલતાં : હો ! જી રે. સ્હાંજની૦

હાં રે ગયો સૂર્ય, વધ્યો જ ચંદ્ર તેજમાં ;
હાં રે સાથ દીસતો તે શુક્ર વળી સ્હેજમાં : હો ! જી રે. સ્હાંજની૦

હાં રે લીલા બહુ રચી તે ગામ ગોંદરે ;
હાં રે જોયું નર્મદે સુંદર ગામ આજ રે : હો ! જી રે. સ્હાંજની૦

કવિ નર્મદાશંકર



## ૩૨. ચાલો, એ ડુંગરને શિર !

( ઢાળ : તરસ્યા એ વાદળીને તીર,
વિહંગરાજ તરસ્યા ઉડે રે )

ચાલો, એ ડુંગરને શિર ,
અધીર વીર ! હજી યે ઉંચે રે .
ઉંચે અનન્તતાને તીર ,
અધીર વીર ! હજી યે ઉંચે રે .
પેખો, પ્રાણ ! આંખમાં ધરી અનન્ત તેજને ;
દષ્ટિને હોય ના સીમ :
અધીર વીર ! હજી યે ઉંચે રે !

હીર અભ્ર ચૂમતાં પ્રવાલ શા કપોલ જ્યહાં;
પીવા ત્યહાં પ્રેરણાનાં નીર :
અધીર વીર ! હજી યે ઉંચે રે.

તારલા, સૂરજ ને ચન્દ્ર શું ખેલતાં;
જેનાં મહા શત શિર :
અધીર વીર ! હજી યે ઉંચે રે.

જ્યહાંથી આભ દીસતું ધરા દિગન્ત સ્પષ્ટ તે;
પ્રગતિનો ગરવો ગિર :
અધીર વીર ! હજી યે ઉંચે રે.

ધારી ધીર ઉરમાં ઉભે અભંગ આશથી;
ચઢિયે એ ગરવો ગિર :
અધીર વીર ! હજી યે ઉંચે રે.

રમણ ન. વકીલ



## ૩૩. વિશ્વરમણા

( ઢાળ : તરસ્યા એ વાદળીને તીર,
વિહંગરાજ તરસ્યા ઉડે રે )

વ્યોમને વિશાળ પાટ ચમકે છે તારલા;
આવો, હો ! કોઇ ચૂંટનારાં !
કે વિશ્વ આજ રમણે ચઢે છે.

સાગરના લોઢ નીચે મોતી છે પાથર્યાં;
આવો, હો ! કોઇ વીણનારાં !
કે વિશ્વ આજ રમણે ચઢે છે.

ચન્દનની વેલડીથી ફૂલડાં ખરે છે;
આવો, હો ! કોઇ ગૂંથનારાં !
કે વિશ્વ આજ રમણે ચઢે છે.
ચન્દ્રમાની ચન્દ્રિકાથી અમૃત ઝરે છે;
આવો, હો ! કોઇ ઝીલનારાં !
કે વિશ્વ આજ રમણે ચઢે છે.
ધોવા અન્ધાર કિરણ રવિનાં ઉતરે છે;
આવો, જીવન ઉજાળનારાં !
કે વિશ્વ આજ રમણે ચઢે છે.
દેવોનાં પુણ્યતણા પરિમલ પ્રગટે છે;
આવો, સુગન્ધ લેનારાં !
કે વિશ્વ આજ રમણે ચઢે છે.
વિશ્વનો મહાન કલાકાર ચીતરે છે;
આવો, એ ચિત્રનાં જોનારાં !
કે વિશ્વ આજ રમણે ચઢે છે.
સુમન સુમન-ઘાટે પરાગ પાંગરે છે;
આવો, પ્રકૃતિ પૂજનારાં !
કે વિશ્વ આજ રમણે ચઢે છે.

જનાર્દન પ્રભાસ્કર



## ૩૪. ફિરકો ફરે રે

(ઢાળ : તરસ્યા એ વાદળીને તીર,
વિહંગરાજ તરસ્યા ઉડે રે)

ઉંચેરા આભ કેરા આરે,
હો ! ઇન્દુરાજ ફિરકો ફરે રે, ,

હૈયે ભર્યા શા શોક ભારે ?
હો ! ઇન્દુરાજ ફિક્કો ફરે રે.

દેહે શી દીનતા ને મુખડે શી મ્લાનતા ?
આંસુડાં કેમ, બાપુ ! સારે ?
હો ! ઇન્દુરાજ ફિક્કો ફરે રે.

કાળજે છવાઇ કાળકાળી શી વાદળી ;
કરમાયો આમ કાં દિદારે ?
હો ! ઇન્દુરાજ ફિક્કો ફરે રે.

આછી આછી હેરે આજ ખેદ ભરી મીટડી ;
પાવલિયા કેમ ધીરે ધારે ?
હો ! ઇન્દુરાજ ફિક્કો ફરે રે.

પ્રેમની પ્રચંડ પીડ ત્હાં યે શું પીડતી–
દેવ કેરા દિવ્ય દરબારે ?
હો ! ઇન્દુરાજ ફિક્કો ફરે રે.

'વ્હાવું' ને 'રહેવું' લખ્યું સ્નેહીના લલાટમાં ;
ડૂબતો ન શોકસિંધુ ખારે :
હો ! ઇન્દુરાજ ફિક્કો ફરે રે.

સુખડાં ને દુઃખડાંની ફરતી છે છાંયડી ;
સરખા ગયા છે દિન ક્યહારે ?
હો ! ઇન્દુરાજ ફિક્કો ફરે રે.

વાસુદેવ રા. સેલત

❦

## ૩૫. તલવારનો વારસદાર

( ઢાળ : શેના લીધા, મ્હારા શ્યામ !
અબોલડા શેના લીધા રે ? )

ભીંતે ઝૂલે છે તલવાર,
બાપૂજી કેરી ભીંતે ઝૂલે રે.
ભેટયે ઝૂલે છે તલવાર,
વીરાજી કેરી ભેટયે ઝૂલે રે.

મ્હારા બાપૂને, બ્હેન ! બે-બે કુંવરિયા,
બે વચ્ચે પાડયા છે ભાગ,
હાં રે બ્હેની ! બે વચ્ચે પાડયા છે ભાગ. બાપૂજી૦
મોટે માગી છે મો'લ મ્હેલાતું વાડિયું.
નાને માગી છે તલવાર. બાપૂજી૦
મોટો મ્હાલે છે મો'લ મેડીની સાયબી,
નાનો ખેલે છે શિકાર. બાપૂજી૦
મોટો ચડિયો છે કાંઇ હાથી-અંબાડીએ,
નાનેરો ઘોડે અસવાર. બાપૂજી૦
મોટો કાઢે છે રોજ કાવા-કસૂંબલા,
નાનેરો ઘૂમે ઘમસાણ. બાપૂજી૦
મોટો પોઢે છે લાલ રંગીલા ઢોલીએ,
નાનો ડુંગરડાની ધાર. બાપૂજી૦
મોટો મઢાવે વેઢ વીંટી ને હારલા,
નાનો સજાવે તલવાર. બાપૂજી૦
મોટાને સોહે હીર-ઝરિયાની આંગડી,
નાનાને ગેંડાની ઢાલ. બાપૂજી૦

મોટો સંતાય સુણી શત્રુના રીડિયા,
નાનેરો દે છે પડકાર. બાપૂજી૦

મોટો ભાગ્યો છે સેન શત્રુનાં ભાળતાં,
નાનેરો ઝીંકે છે ઘાવ. બાપૂજી૦

મોટો ઝીંક્યો છે પાય શત્રુના પૂજતો,
નાનેરો સૂતો સંગ્રામ. બાપૂજી૦

મોટાનાં મોત ચાર ડાઘૂડે જાણિયાં,
નાનાની ખાંભી પૂજાય. બાપૂજી૦

ઝવેરચન્દ મેઘાણી



## ૩૬. નિષ્કામ રાધા!

(ઢાળ: શેના લીધા, મ્હારા શ્યામ!
અબોલડા શેના લીધા રે?)

શાને લીધા? મ્હારા શ્યામ!
અબોલડા શાને લીધા રે?
જમનાને કાંઠડે ગોધણ ચારતાં,
આજે મળ્યાં ન મહી-દાણ? અબોલડા૦

ગોપીનાં ચીર ચોરી ચ્હડતાં કદમ્બે,
પામ્યાં શું ગાલિ-પ્રદાન? અબોલડા૦

રાસે રમંતાં ગોરી ગોપી સંગાથે,
વાગ્યાં અનંગરંગ બાણ? અબોલડા૦

કુબ્જા સંગાથે સ્નેહગ્રંથી શું બાંધતાં,
દીધું "રસિકવર" નામ? અબોલડા૦

અધરામૃત પાઇપાઇ ચગવી જે બંસરી,
કીધાં દૂતિનાં ન કામ ? અબોલડા૦

કરશો જો છેડ કો'દી માનજો નકી તો,
પડશે જવું બીજે ગામ ! અબોલડા૦

શાનમાં સ્હમજો ને હવે, નંદજીના લાડિલા!
વ્રજમાં કરશો ના તોફાન. અબોલડા૦

ખીજાવે કોઈ ને શાને અબોલડા–
મુજથી લીધા છે? અભિરામ! અબોલડા૦

માનજો નકી, હો નાથ! રાધા સમી ના,
અનસૂયા મળશે નિષ્કામ! અબોલડા૦

સુદામા



## ૩૭. વેરણ વેણુ

( ઢાળ: શેના લીધા, મ્હારા શ્યામ!
અબોલડા શેના લીધા રે? )

વાયે કાં મોરલી મધુર?
કાનુડા! વાયે કાં મોરલી મધુર?

મોરલી વાગે ને મ્હારૂં તનડું તોડાય રે;
હૈયાના તાર તૂટી જાય: કાનુડા!

હૈયાને સરવર ઊર્મિઓ ઉછળે;
નીર આ નીતરાં ડ્હોળાય: કાનુડા!

ઉરહારી નાદ સુણી થંભે છે વાયરા;
ઉન્હા ઉકળાટ શેં સ્હેવાય? કાનુડા!

આભભાલ ચન્દ્ર કેરાં તેજડાં હોલાય ને
અન્ધારે ચિત્તડાં અથડાય: કાનુડા !
ઉર વેધી, ચિત્ત ચોરી, દેહ ખેંચી જાય રે,
દુનિયાનું ભાન સૌ ભૂલાય: કાનુડા !
પાય પડી વીનવું પાલવડો પાથરી;
વેણુ વેરણ આ થોભાવ: કાનુડા !

**સૌ. પુષ્પા ર. વકીલ**



## ૩૮. હૈયાસૂનાં

(ઢાળ: રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન !)

નિર્જન વનવગડે, અલિ વાદળિ ! જળ શાં ઢોળવાં અમથાં ?
રણે રગદોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

**સાખી:** ચાતક જળવણ ટળવળે, મેઘ ચડ્યો ઘનઘોર;
ગર્જન કિંતુ જૂઠડાં, જગ એવું જ નઠોર:

છીછરા સરવરને શીદ મલિન જળે અંઘોળવાં અમથાં ?
જવાહીર ઝબોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

**સાખી:** સુગન્ધમિષ્ટા લિમ્બડા, રસમાં કડવા ઝેર;
મુખમિષ્ટાંના મોહ શા, જો નહિ મનના મેળ ?

ગરજુ જગવગડે વણપાત્ર સુધા શાં ઢોળવાં અમથાં ?
ઉરેઉર જોડવાં અમથાં ?

ઉજ્જડ મરુભૂમિમાં રસિક હૃદય શાં ખોલવાં અમથાં ?
જીવન શીદ રોળવાં અમથાં ?

**સાખી :** મોહભીના સંસારમાં જૂઠા મૃગજળ ઘાટ ;
મોંઘી સફરો સ્નેહની, આઘી ઉરની વાટ :

વિજન કો વાડીને એકાન્ત ફૂલો શાં ફોરવાં અમથાં ?
દરદ–દિલ વ્હોરવાં અમથાં ?

કહો, ક્યાં મળશે વ્હાલો કાન્ત ? સ્વજનના સ્નેહની ય કથા ?
અવરની મ્હારે છે શી તથા ?

કેશવ હ. શેઠ



## ૩૯. સુહૃદનાં સંભારણાં

(ઢાળ : રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન !)

ઉડતી ઉતરે કુંકુમવરણી ઉષા આંગણે, રસરાજ !
તિમિર જગનાં હણે, રસરાજ !

ત્યારે સ્નેહીનાં સહજીવન મધુરાં સાંભરે, રસરાજ !
ઉષાને નોતરે, રસરાજ !

**સાખી :** નભમંડળથી નીતરે નિર્મળ તેજઉઘાડ ;
ઉઘડે પંકજ પાંદડી, ઉઘડે ઉરકમાડ :

ઉઘડે સૂરજ આંખ–અભેદ પ્રભને બારણે, રસરાજ !
જગતહિત કારણે, રસરાજ !

ત્યારે વ્હાલાંનાં સહજીવન ઉજ્જ્વલ સાંભરે, રસરાજ !
સૂરજને નોતરે, રસરાજ !

**સાખી** : ધોમ ધખે, ધરતી ધિકે, તપવે તાપ બપોર ;
સ્નેહસ્મરણની હૂંફમાં પોઢું કદિ તે પ્હોર :

ઉંહું ટ્હૌકે કોકિલ ઝૂલતાં તરૂવર પારણે, રસરાજ !
જઉં હું વારણે, રસરાજ !

ત્યારે સુહૃદનાં સહજીવન રસીલાં સાંભરે, રસરાજ !
કોકિલને નોતરે, રસરાજ !

**સાખી** : લીલી કુદરત લખલખે, મ્હેંકે ફૂલ તરૂમોર ;
મંદ મંદ સમીરણ વહે, શીતળ નમતે પ્હોર :

સારસ કરતાં કેલિ સરિતાતટ રળિયામણે, રસરાજ !
સમય સોહામણે, રસરાજ !

ત્યારે પ્રાણસખાનાં સ્નેહજીવન મધુ સાંભરે, રસરાજ !
સારસ-નોતરે, રસરાજ !

**સાખી** : રંગે ચંચળ રંગથી સંધ્યા સૃષ્ટિઅંગ ;
લીલા એ અવલોકતાં ચડે અચળ ચિત્ત રંગ :

સેવું સ્થળ એકાંત ગહનના કળવા કારણે, રસરાજ !
મંત્ર ગૂઢ કો ભણે, રસરાજ !

ત્યારે રસનાયકનાં સ્નેહજીવન સૌ સાંભરે, રસરાજ !
નિગમને નોતરે, રસરાજ !

કેશવ હ. શેઠ

❖

## ૪૦. અણદીઠ જાદુગર

( ઢાળ : સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી !
હરના એકાન્ત મ્હારા ભટકે બળે )

રજનીના ઓળા આવે, સાહેલડી !
અંધકારના દૂર પડઘા પડે ;
રુદનની વેણુ એક વાગે, સાહેલડી !
વિશ્વને ઉર ગોકળાયા હળે.

**સાખી :** કમ્પે વાયુ વ્યોમ, ને કમ્પે જગનું ઉર ;
સાગરનાં જળ કમ્પતાં,
મ્હારૂં કમ્પે છે હૈયું આતુર, રે સાહેલડી ! અંધકારના૦

**સાખી :** ગાજે કાળાં વાદળાં, ગાજે કાળાં નીર ;
ગાજે ગેબી ગીત કો,
મ્હને બોલાવે ગાઢ તિમિર, રે સાહેલડી ! અંધકારના૦

**સાખી :** કાયા થથરે કારમી, દીન થથરતું ઉર ;
ચરણો સ્થિર રહે નહિ,
મ્હને ખેંચે અણદીઠ કોઇ દૂર, રે સાહેલડી ! અંધકારના૦

**સાખી :** દૂર દૂર ત્યાં નાવડી આવે, સખિ ! આ તીર ;
મુજ કાજે ઉભી રહી,
કોઇ ખેંચે ચડી મ્હને ચીર, રે સાહેલડી ! અંધકારના૦

**સાખી :** સૂનું મ્હારૂં હૈયડૂં, સૂની સાગર-પાટ ;
સૂની પણ હું એકલી,
નહિ જાણું પણ કયે ઘાટ ? રે સાહેલડી ! અંધકારના૦

સાખી : અદીઠ કો જાદૂગરે ઘેલું કીધું ઉર ;
મુજને નવ કો રોકશો,
અહા ! જાઉં છું દૂર દૂર દૂર, રે સાહેલડી ! અંધકારના૦

સ્નેહરશ્મિ



## ૪૧. અગોચર દેવમંદિર

( ઢાળ : સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે )

પૂરવની પુણ્યજ્યોત પ્રગટી, સાહેલડી !
દેવનાં અગોચર મંદિર જડયાં :
જીવનનું જહાજ આજ ડોલે, સાહેલડી !
કાળનાં કરાળ નીર હેલે ચડયાં .

..ાખી : ભવાટવીમાં ભટકીને જ્યારે થાકયા પ્રાણ ,
સચ્ચિદાનન્દ શોધવા
ભરદરિયે ખેડયું વેગે વહાણ, રે સાહેલડી ! દેવનાં૦

સાખી : દૂર દૂરનાં આભલાં, એથી યે વધુ દૂર
અગ્નિ, જમ અડકે નહિ
જ્યહાં તપતાં નથી શશીસૂર, રે સાહેલડી ! દેવનાં૦

સાખી : ઋષિ મુનિ શોધે જેહને, તપે તપસ્વી તાપ ,
પળમાં લાગ્યું મુજને ;
ઝાંખી થાતાં ટળ્યાં સહુ પાપ, રે સાહેલડી ! દેવનાં૦

સાખી : જ્યાં જઇને આવે નહીં, જે ઠરવાનો ઠામ ,
એખે પૂરણકામ ને ;
એવું અચળ અનુપમ ધામ, રે સાહેલડી ! દેવનાં૦

સાખી : કલ્પવૃક્ષની છાયમાં, સુરગંગાને તીર,
વાયે વહાલમ વાંસળી ;
પૂનિત ચરણે નમ્યું જઇ શિર, રે સાહેલડી! દેવનાં૦

સાખી : અદ્દભુત ને ઓજસૂભરી ભારી મૂર્તિ શ્યામ,
જ્યોતિમાં જ્યોતિ મળી ;
જીવન જંપ્યું શાંતિને વિશ્રામ, રે સાહેલડી! દેવનાં૦

નાનાલાલ દ. પટેલ



## ૪૨. આભના દીવડા

(ઢાળ: વનમાં બોલે ઝીણા મોર,
કોયલરાણી કિલ્લોલ કરે રે લોલ.)

આભમાં આવડા શેના દીવા?
કે દીવડા કેણે કર્યા રે લોલ?

દીવડે કે દીવે ન ખૂટયાં તેલ,
કે કેણે તેલ પૂર્યાં રે લોલ?

આભમાં રે' એક અવધૂત જોગી,
કે માથડે જટા મોટી રે લોલ.

આભના આસમાની દેરામાં,
કે તપસી તપ તપે રે લોલ.

પ્રભુજીની આરતીને કાજે રે,
કે તપસી વાટયો વણે રે લોલ.

અવધૂત આંખડલી નીચોવી,
કે આરતી તેલ ભરે રે લોલ.

અવધૂત ચાખડીયે ચટકતો,
કે વ્રેહમંડ ઘૂમી વળે રે લોલ.

અવધૂત ગેબ કેરા ગોખલામાં,
કે કોડિયાં મેલી વળે રે લોલ.

અવધૂત મુખડાની ફૂંક મારે,
કે દીવડા પ્રગટતા રે લોલ.

અવધૂત રોશનીનો રસિયો રે,
કે રામને રાજી કરે રે લોલ.

દીવડે ઝળહળ ઝળહળ જ્યોતું,
કે કેદી ઓલવાયે નહીં રે લોલ.

દીવડે જરીયે ઝાંખપ ના'વે,
કે વાયરા છો ને વાયે રે લોલ.

વાયરે ડૂબતાં મ્હોટાં વ્હાણ,
કે જંગી ઝાડ પડે રે લોલ.

સાગરે પાણી પછાડા ખાયે,
કે લાખ લાખ લોઢ ઉડે રે લોલ.

ડુંગરા ડોલે, મિનારા તૂટે,
ગગનમાં આંધી ચડે રે લોલ.

વાર વાર માંડે વીજ કડાકા,
કે બાર બાર મેઘ તૂટે રે લોલ.

તો ય મ્હારે આભને દીવડલે,
કે જરીયે ન જ્યોતું હલી રે લોલ.

ઝવેરચન્દ મેઘાણી

## ૪૩. વિરાટ બાલ

( ઢાળ : વનમાં બોલે ઝીણા મોર,
કોયલરાણી ટિહુકાર કરે રે લોલ )

મ્હારે અંગ ચાંદાસૂરજ તેજ મોહે,
પ્રકૃતિ રંગો પૂરે રે લોલ.
મ્હારે નાદ ગગનના ઘૂમટો ગાજે,
—ને કોલ દે રુદામા ઝૂરે રે લોલ.

હાં રે મ્હારાં ખેલણું દિશાને હિંડોળે,
તારલિયાને ઝૂમખે રે લોલ.
હાં રે મ્હારે ગગનનાં ગીત જઈ ગાવાં,
બ્રહ્માંડ ફેરી ઠૂમકે રે લોલ.

હાં રે મ્હારાં નાવણું આકાશગંગ-ઘાટે,
પોઢણું મ્હારાં સિન્ધુ-ખોળે રે લોલ.
હાં રે મ્હારી વાચા ત્રિકાલભેદ ભાખે,
બ્રહ્માંડના ભેદો ખોલે રે લોલ.

હાં રે મ્હારી આંખે હો ! વીજળી ઝબૂકે,
બ્રહ્માંડને ભેદી વળે રે લોલ.
હાં રે મ્હારી કાયા અણુઅનન્ત ઝૂકે
જગત લોક દેખી ધ્રૂજે રે લોલ.

મ્હારે અંગ લીલી વનરાઈના વેશો,
વિરાટ આખું વનવન ઘૂમે રે લોલ.
હાં રે પ્રેમસાગર પ્રભુના મ્હારા દેશો,
સંસાર રજ જેની ચૂમે રે લોલ.

હાં રે મ્હારે જીવને હો ! પુણ્યો પાંગરિયાં,
ને રાય મ્હારે જોબન તપ્યાં રે લોલ.
હાં રે દીનદુઃખિયાંનાં સુખની વાટે,
જીવનભર લીધી : જાયાં એ લોલ.

ગજાનન વિ. જોષી



## ૪૪. રૂમઝૂમતી રમવા નીસરી રે

ફૂહાન ! ત્હારે તળાવ. ફૂહાન ! ત્હારે તળાવ;
રૂમઝૂમતી રમવા નીસરી રે.

રમવા નીસરી રે, રમવા નીસરી રે;
ફૂહાન ! ત્હારે તળાવ, શુદ્ધબુદ્ધ સર્વે વિસરી રે :
ફૂહાન ! ત્હારે તળાવ, રૂમઝૂમતી રમવા નીસરી રે.

રમવા નીસરી રે, રમવા નીસરી રે;
ફૂહાન ! ત્હારે તળાવ, નાક કેરી નથની વિસરી રે : ફૂહાન !

રમવા નીસરી રે, રમવા નીસરી રે;
ફૂહાન ! ત્હારે તળાવ, કાન કેરાં કુંડલ વિસરી રે : ફૂહાન !

રમવા નીસરી રે, રમવા નીસરી રે;
ફૂહાન ! ત્હારે તળાવ, હાથ કેરાં કંકણ વિસરી રે : ફૂહાન !

રમવા નીસરી રે, રમવા નીસરી રે;
ફૂહાન ! ત્હારે તળાવ, કેડ કેરો કંદોરો વિસરી રે : ફૂહાન !

રમવા નીસરી રે, રમવા નીસરી રે;
ફૂહાન ! ત્હારે તળાવ, પગ કેરાં ઝાંઝર વિસરી રે : ફૂહાન !

લોકગીત



# ૪૫. વસન્તની વનદેવી

( રાગ : કુંજન ! ત્હારે તળાવ કુમકુમતી રમવા નીસરી રે )

આજ ફાગણને ફાગ, કુમકુમતી રમવા નીસરી;
રમવા નીસરી, દુઃખડાં વિસરી રે.

આજ ફૂલડાંને ફાલ, ફૂલવન્તી રમવા નીસરી;
રમવા નીસરી, મન મીઠાં કરી રે.

આજ ખેતર મોઝાર, અન્નદેવી રમવા નીસરી;
રમવા નીસરી, કણ ખોબા ભરી રે.

આજ ગલને ગુલાલ, ઝાડન્તી રમવા નીસરી;
રમવા નીસરી, મુખ રાતાં કરી રે.

આજ કેસૂડાં ડાળ, રંગરેલી રમવા નીસરી;
રમવા નીસરી, પટકૂળ કેસરી રે.

આજ આંબાને મ્હોર, મધુવન્તી રમવા નીસરી;
રમવા નીસરી, કરમાં મંજરી રે.

આજ દખણાદે દ્વાર, મદઘેલી રમવા નીસરી;
રમવા નીસરી, પવનની પાંખડી રે.

આજ દરિયાને તીર, અલબેલી રમવા નીસરી;
રમવા નીસરી, જળની મોજડી રે.

આજ કિલકિલ ટહુકાર, કોયલડી રમવા નીસરી;
રમવા નીસરી સભર આંખડી રે.

આજ પુનમને આભ, અનદરમાં રમવા નીસરી;
રમવા નીસરી, ઉર ચાંદો ધરી રે.

આજ સૂરજને તાપ, સળગન્તી રમવા નીસરી;
રમવા નીસરી, ઝગમગ ઓઢણી રે.

આજ ફરતી અંઘોળ, નદીઓમાં રમવા નીસરી;
રમવા નીસરી, ભીંજવે ચૂંદડી રે.

આજ આવળને ફૂલ, પથ ભૂલી રમવા નીસરી;
રમવા નીસરી, પીળુડી પાંભરી રે.

આજ કાંટાની વાડ્ય, વીંધાતી રમવા નીસરી;
રમવા નીસરી, નવલીવેલડી રે.

આજ પંખીને માળ, હીંચન્તી રમવા નીસરી;
રમવા નીસરી, સુણતી બન્સરી રે.

આજ કૂંપળને પાન, પગ દેતી રમવા નીસરી;
રમવા નીસરી, કુંકુમ પાથરી રે.

આજ મેંદીને છોડ, મલકન્તી રમવા નીસરી;
રમવા નીસરી, નખલા રંગતી રે.

આજ સોળે શણગાર, શોભન્તી રમવા નીસરી;
રમવા નીસરી, મુખભર સુન્દરી રે.

આજ વનદેવી નાર, નવ ખંડે રમવા નીસરી;
રમવા નીસરી, વિભુની ઇશ્વરી રે.

ઝવેરચન્દ મેઘાણી



## ૪૬. હીંચકાની દોર

કોણે હિલોળી આ હીંચકાની દોર?
મ્હારી કોણે હિલોળી હીંચકાની દોર?
નિરાંતે ઝૂલતી'તી એકલી આનન્દમાં,
જાણ મ્હારે મન્દિરિયે પેઠો એ ચોર? મ્હારી૦

ફંગોળો નાંખ્યો તે પૂગ્યો છે આભમાં,
દોર તૂટે એટલું કીધું છે જોર. મ્હારી૦
હૈયું જો ધ્રબકે છે મ્હારૂં, સાહેલડી!
કંપે છે થરથર કાળજાની કોર! મ્હારી૦
બ્રહ્માંડ ડોલતું દેખું છું ફેરમાં,
ચસક્યું હા! ચિત્તડું રહે ન ઠોર. મ્હારી૦
શાણી સહિયર! કોઇ હાથ ઝટ ઝાલજો,
હળવે ઉતારજો હીંચકાનો તોર. મ્હારી૦

ત્રિભુવન ગૌ. વ્યાસ



## ૪૭. હિન્ડોલ

( ઢાળ: કોણે હિસોળી આ હીંચકાની દોર? )

ફૂલને હિન્ડોલ ગૂંથી ફૂલડાંની દોર,
જનની જશોદાજી ઝૂલવે કિશોર.
ફૂલનો મુકુટ, સજ્યા જામા કુસુમના,
પ્હેરી બકુલમાળ દીપે શો ઓર! જનની૦
કોટિ કંદર્પ તેજ ભરિયું લલાટમાં,
ચિત્ત ચોર્યું ગોપિયોનું, કેવો ચકોર! જનની૦
ગોકુલમાં ખેલતો ગોવાળને રીઝાવતો,
કેવો બન્યો એ મહીમાખણનો ચોર! જનની૦
અવનિના ભારને ઉતારવાને અવતર્યા,
તારે યદુકુલદીપક જુગલકિશોર. જનની૦

સૌ. દીપકબા દેસાઈ



## ૪૮. રઢિયાળી રાત

( ઢાળ : આવો-આવોને, સખિઓ ! આજ રસતાળી પાડી )

વ્હાલા ! ઉગ્યો પુનમનો ચંદ્ર, ચાંદની ખીલી રહી ;
ઝરે અમૃત રસ આનંદ પોયણી ઝીલી રહી .

વ્હાલા ! ઉણી અણોસરી રાત આજ અજવાળી થઇ ;
કેવી ચકોરી થઇ રળિયાત ચંદ્ર નિહાળી રહી !

વ્હાલા ! સરિતામાં સાગરપૂર મસ્તી ખેલી રહ્યાં ;
શાં ધરતીએ આભનાં નૂર ઉજળાં રેલી રહ્યાં !

વ્હાલા ! ચંપો ને નાગરવેલ મીઠડી વાતો કરે ;
લઇ સંગ સોહાગણ ઢેલ મોર ફૂલાતો ફરે .

વ્હાલા ! સારસડાંની જોડ સુંદર શોભી રહી ;
એ તો કંઇ કંઇ કરતી કોડ મનડાં લોભી રહી .

વ્હાલા ! હંસલા સરવર-તીર ચાંચુડી ચાંચે ઘસે ;
જોઇ તારલા ઉંડે નીર ગુપચુપ નાચે-હસે .

વ્હાલા ! મોગરા સંગે વેલ માલતી ફૂલી રહી ;
એને ફૂલડે કરતી ગેલ ચાંદની ઝીલી રહી .

વ્હાલા ! વાયુ મધુરા સાથ વાદળી ફેરા ફરે ;
જુવો, એને પાલવડે, નાથ ! તેજનાં ઝેરાં ઝરે .

વ્હાલા ! શી રઢિયાળી રાત ! રૂપમાં માતી નથી ;
આજ, પિયુ ! હું તમ સંગાથ ફૂલી સમાતી નથી .

ત્રિભુવન ગૌ. વ્યાસ

❦

# ૪૯. પ્રયાણ-ઘડી

( ઢાળ : આવો-આવોને, સખિઓ ! આજ રસતાળી પાડી )

જો ! પશ્ચિમ કેરે દ્વાર  નમણી સાન્ધ્ય  પ્રભા ;
વિલસે ત્હાં ઉંડે આભ રંગની સૌમ્ય છટા.

સન્ધ્યાના ઘેરા બોલ પડે તુજ કાને કે ?
નભતારકના સન્દેશ નયન  તુજ વાંચે કે ?

તુજ ધામ હજી અતિ દૂર, હજી પથ આઘે રે !
વચમાં તો ગંભીર નીર સાગર ગાજે રે !

હોડી જો ! છેલ્લી એક ઉભી તુજ માટે રે !
વ્હે આતુર સૌમ્ય સમીર  સન્ધ્યાઘાટે રે !

જો ! ક્ષિતિજની રેખા દૂર દીસે ત્હાં ઝાંખી રે !
છે જવાનું ત્હેની પાર રાત વટાવી રે !

ઉગે ત્હાં ઉંડે આભ ઝાંખો તારો રે ;
કરી દૃષ્ટિ તે પર સ્થિર પથ જો ! ત્હારો રે.

હવે જૂદા આપણ પંથ સીમા આવી રે ;
ઘડી નીરખી લે આ ભોમ દીન અમારી રે !

રે ! સૂનાં આ અમ ફૂલ, સૂનો આરો રે ;
નહિ ડગવો સૂનો ભોમ આત્મા ત્હારો રે !

ભરશે પ્રભુ-પ્રેમની જ્યોત પંથ પ્રકાશે રે !
રે ! વિરાટ કેરા ઘાટ સ્વાગત ગાશે રે !

નહિ, રજની ! આંસુ સાર, દિશાઓ ! રોશો મા !
આ પ્રયાણ-ઘડી અભિરામ : પાછું જોશો મા !

સ્નેહરશ્મિ

❦

## ૫૦. ઉંચી અટારીએ

( ઢાળ : પૂછશો મા, કોઇ પૂછશો મા,
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા. )

આવશો નહિ, કોઇ આવશો નહિ,
મ્હારી ઉંચી અટારીએ કો આવશો નહિ.

દુઃખડાંનાં ગીત કો લલકારશો નહિ,
મ્હારી ઉંચી અટારીએ કો આવશો નહિ.

આનંદગીત કલ્લોલતું કો એહું;
પંખી કોકીલું ઉડાડશો નહિ. મારી૰

આશા ઉત્સાહ ને ચેતન વિનાનાં;
આવશો તો કો ફાવશો નહિ. મારી૰

ચોકે તે પાથર્યું દિવ્ય તેજ ઝીણું;
કાળી ત્યાં છાંયડી કો ઢાળશો નહિ. મારી૰

પ્રગટ્યો છે કોક ત્યાંહિ ઝગમગતો ભાનુ;
મિથ્યા ત્યાં ધૂળ કો ઉરાડશો નહિ. મારી૰

ઢાળ્યું છે અમૃત કોકે ત્યાંહિ મીઠડું;
જીંદગીનાં ઝેર કોઇ વાવશો નહિ. મારી૰

ચંદ્રવદન ચી. મહેતા



## ૫૧. સ્વયંવર-સોહાગણ

( ઢાળ : પૂછશો મા, કોઇ પૂછશો મા,
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા )

આવશો મા, જી રે! આવશો મા,
ગૌરી-ગંગાનાં વ્હેણુ આડે આવશો મા:

વ્હેતાં વેગીલાં પૂર ઉલેચાવશો મા,
ગૌરી–ગંગાના વ્હેણ આડે આવશો મા.
ઉગ્યો અમૃતપુર આશાનો ચન્દ્રમા;
પડ્યું ઉર પ્રતિબિમ્બ કો ભૂંસાવશો મા: ગૌરી૦

હૈયાને હોજ રોજ રમતેલો હંસલો;
એની વાટે કંટક કોઈ વાવશો મા: ગૌરી૦

સૌન્દર્યે અન્ધ, સ્થૂલ સ્નેહના શિકારી!
કનક, રૂઢિના ચાપે ચઢાવશો મા: ગૌરી૦

રાચુંના રંચ, કાચોં કાયાનાં પૂતળે,
કાચ–કંચન શો મેળ મઢયે ફાવશો મા: ગૌરી૦

આવશો મા, લોક! આવશો મા:
નેહનૌકાની વ્હારે આવશો મા:
સ્વયં શોધ્યો સૂકાની, સતાવશો મા!
સ્નેહગંગાના વ્હેણ આડે આવશો મા:

કેશવ હ. શેઠ



## પર. એક યાચના

( ઢાળ: પૂછશો મા, કોઈ પૂછશો મા,
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા. )

લૂછશો ના, કોઈ લૂછશો ના,
ઉન્હાં આંસુ મ્હારાં કોઇ લૂછશો ના.
હૈયે હુતાશની સદૈવ મ્હારે સળગે;
જ્વાલા અખંડ એની રોકશો ના: ઉન્હાં૦

અશ્રુનાં નીર ત્યાં તપી તપીને નીસરે ;
વ્હેતાં એ પૂર કોઇ ઝીલશો ના : ઉન્હાં૦

આશા અનંત એ હુતાશની મટી જલે ;
જૂઠાં ત્યાં હાસ્ય કોઇ વેરશો ના : ઉન્હાં૦

ઉરના અબોલ બોલ સાંજ સહુ વિરમે ;
અક્ષરોની રાખ એ ઉરાડશો ના : ઉન્હાં૦

મીઠી એ ભાવના સુવર્ણ શી તપી રહી ;
મેલા ત્યાં હાથ કો અડાડશો ના : ઉન્હાં૦

 જ્યોત્સ્ના શુક્લ

## ૫૩. શૂન્યહૃદય મુગ્ધા

( ઢાળ: મોહે ઘર આજ રંગીલી રેન, કે પ્રીતમ પરાહુના, મહારાજ ! )

ખદ આ વસન્તમાં ભૂલી ભાન, વિવશ તું કાં બની ? સજનિ !
વીખરી તુજ વાળ રહ્યા ઢરી ભાલ, વિવશ તું કાં બની ? સજનિ !

લ્હેરંતી જ્યોત્સ્ના આકાશે, ચંદા સ્મિત નિજ તેથી પ્રકાશે ;
ઢાળંતી મલ્લિકા ચોપાસે ઢગલિયો સુગન્ધની સજનિ ! સુખદ૦

જો શું બપૈયા બોલ ઉચ્ચારે, પિઉ પિઉ કરી શા મધુર પુકારે ;
કુહૂ કુહૂ સહુ કુંજાગારે વાણી કોકિલા તણી, સજનિ ! સુખદ૦

હસે ચંદ જો મધુરે હાસે, આ મુખચંદ મલિન કાં ભાસે ?
કરે ગાન પંખી ઉલ્લાસે અબોલા તું કાં ઘણી, સજનિ ! સુખદ૦

ચાલ્ય, કુંજ વીણી માલતિ ખીલી, માળા ગૂંથિયે, ઊઠય, હઠીલી !
ગીતડાં ગાઇ ગાઇ, રસીલી ! સુખે ગાળિયે રજની, સજનિ ! સુખદ૦

નરસિંહરાવ ભોળાનાથ



# ૫૪. ફૂલની પાંખડી

( ઢાળ : મોહે ઘર આજ રંગીલી રેન, કે પ્રીતમ પરાહુના, મહારાજ ! )

ફૂલની પાંખડી લ્યો પ્રાણ !
ઉરની એ અધૂરી લ્હાણ ;
અમીમય આંખને અહેશાન :
ફૂલની પાંખડી લ્યો, પ્રાણ !

સ્વજન સ્નેહનાં ઝરણાં રેલે ,
દિલદરિયાવ અહો ! એ ઝીલે !
પ્રાણપાંખડી ખીલી રહે ,
ત્યાં બીજાં શાં સન્માન ? ફૂલની૦

છલકાતા રસભાવતરંગે ,
પ્રકાશપરિમલ ઉછળે અંગે ;
પ્રફુલ્લ આત્મકમળ ઉઘડે ,
ત્યાં બીજાં શાનાં દાન ? ફૂલની૦

અનંતદલ પર વ્હાલાં મ્હાલે ,
અમરવેલ સુરતરૂ સમ ઝૂલે ;
પ્રીતિલક્ષ્મી પ્રભુમય પ્રકટે ,
ત્યાં પ્રભુતાનાં રસપાન ! ફૂલની૦

દૃષ્ટિયોગમાં મધુરૂં હસતાં ,
વ્હાલઉમળકે અધૂરૂં વિલસતાં ,
રસિયાં જન કલ્લોલ કરે ,
ત્યાં આધીનતાનાં તાન ; ફૂલની૦

પ્રાણસમાં પ્રિયજનને પરિચય,
રૂમઝૂમતું અમ જીવન રસમય;
એમાંની આ એક જ — ફૂલની૦

**લલિતજી**



## ૫૫. રસપ્રભુતા

( ઢાળ: મોહે ઘર આજ રંગીલી રૈન, કે પ્રીતમ પરાહુના, મહારાજ! )

ઘૂંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય!
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય! ઘૂંટડા૦

**સાખી**: આભ ભર્યું ઘૂમે આનન્દે, ખોળે ચંચુ નિત્ય;
જડી જડી રસબિંદુ હૃદયમાં ચમકાવે સહુ ચિત્ત:
અંતર ભરી ભરી સીંચો કો, આત્મા ઊંડી ઝળે ઝલકાય! ઘૂંટડા૦

**સાખી**: કુંજે કુંજે ફૂલડાં ડોલે, ચૂમે લલિત વસંત;
વનવન પવન વહે રસ ભરતો, લીલા હસે અનંત:
ખોબે ભરી ભરીને લ્યો કો, હૈયે નવું નવું હીંચકાય! ઘૂંટડા૦

**સાખી**: છીપે છીપે મોતી દીપે સાગરને ભંડાર;
નયને નયને તેજ નચવતાં વસી ઊંડે અંધાર:
ડૂબકી ભરી ભરી કાઢો કો, તેજે નયન નયન રંગાય! ઘૂંટડા૦

**સાખી**: કણકણમાં જે મણિ વિલસે છે, બિંદુબિંદુ બ્રહ્માંડ;
રસગ્રાહક રજરજમાં નિરખે ભર્યો દિવ્ય રસકાંડ:
... ...ી નિરખો કો, રસ રસ થળે થળે નીતરાય! ઘૂંટડા૦

**સાખી :** સરોવરો છલકે છલકાતાં રસજીવનને અર્થ ;
ધન્ય ઝીલે રસ રાજહંસ કો, બગ ઉભા રહે વ્યર્થ !
આત્મા ભરી ભરી ઝીલો કો, પ્રભુની રસપ્રભુતા પથરાય ! ઘૂંટડા૦

અ. ફે. ખબરદાર



## ૫૬. હર્ષ ને શ્રદ્ધા

(ઢાળ : ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મ્હારી ચુંદલડી)

મ્હારા સૂના મંદિરિયા માંય
ગાજે મધરાતલડી !
સખિ ! એકલાં તે કેમ રહેવાય ?
ગાજે મધરાતલડી !

વાટડી જોતી હું જાણું વ્હાલમની,
હૈરણાં હેરતી દ્વારે રે ;
શીળા સમીર બહુ વાય ચહુ દિશના
અંગેથી પામરી ઉતારે. ગાજે૦

અર્ધોપરધોક, સખિ ! ઉગ્યો ચાંદલિયો,
વીંટ્યો વાદળીએ ટોળે રે ;
નાહક આમતેમ ઘૂમે, તે એની,
અમીરસ ચાંદની રોળે. ગાજે૦

સોપો પડ્યો, સૌ ઉંઘે આનંદમાં,
નિદ્રા નહિ મુજ નેણે રે ;
ઠરવાના ઠામ વિણ સુખ નવ સાંપડે,
હૈડામાં હાશ થાય શેણે ? ગાજે૦

ભાંગી મધરાત, સખિ ! વાટડી જોતાં ,
હમણાં ઉષા મલકાશે રે ;
દર્શન વિણ શું વેરણ આ રજની
'આમ ને આમ વહી જાશે ? ગાજે૦

ત્રિભુવન ગૌ. વ્યાસ



## ૫૭. અસાડિલા રાજ

( ઢાળ : ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મ્હારી ચુંદલડી )

આવ્યા આવ્યા અસાડિલા રાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ !
લાવ્યા એ તો સૌભાગ્યભર્યા સાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

પુણ્ય પવનની શાંતિ હીંચોળે,
ઝૂલે બ્રહ્માન્ડ એ હિન્ડોળ રે !
વીજળી ઝબૂકતાં અંજન અંજાય કંઇ,
ગાજે ઘેરૂં ઘન ઘોર ;
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

સૂતાં પડછન્દ જાગ્યા,
પુરાતન પ્રાણ જાગ્યા;
એકાકાર ઓઘ છળી વળ્યા જડપાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

ઝબકી જાગ્યું મ્હારૂં જીવન ઘેરાતું
ઉલટ્યાં રસાતળ ઉંડા રે !

હેલે ચ્હડ્યો મ્હારા દિલનો મ્હેરામણ,
રેલે છલોછલ છોળ !
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

ઘેલીતૂર નાર હું તો,
ડોલાવી ડોલાઉં હું તો;
રસગુણથી રસે રસરાજ :
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

હળવી હથેળીએ રસસાયર સમાવું,
રસગુણ ઝીલી ઝૂલાવું રે !
નાચું નચાવું તેમ હળુ હળુ હેરે;
એકલી જાણી મને હસાવે :
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

હસાવી હસું ન હું તો,
ક્હોને બીજું શું કરું તો ?
એની હરવી હારી ગઇ લાજ :
હીંચે મ્હારાં હૈયાં સખિ !

લલિતજી



## ૫૮. વિશ્વદેવીનું ગાન

( ઢાળ : ઝીણા ઝરમર વરસે મેહ. ભીંજે મ્હારી ચુંદલડી )

કોટિ-કોટિ મ્હારા જ્યોતિઝબકાર,
હો ! ભીંજે મ્હારી આંખલડી !
તો ય હૈયે મ્હારે ઉંડેરા અંધાર :
હો ! ભીંજે મારી આંખલડી !

જોગી છૂપાયો મ્હારો જોગગુફામાં,
વાટ હું જુગજુગ જોતી રે!
ઝીણા ઝીણા કો એના આવે ઝબૂકલા,
જોતી જોતી ને રહું રોતી: હો! ભીંજે૦

એક ઉઘાડું મ્હારી આંખ તપેલી,
બીજી ઉઘાડું અમી ઝરતી રે;
ઉઘાડું-ઢાંકું એવી અંતરની દેવડી
નેવે નેવે એ રહે નીતરતી: હો! ભીંજે૦

આવે આવે ને શમે જુગજુગનાં સોણલાં,
પલકે દીઠાં-અણદીઠાં રે;
જોગી છૂપાયો મ્હારી પાંપણની ધારમાં;
સરતાં આંસુ ત્યાં મ્હારાં મીઠાં: હો! ભીંજે૦

હીરાગૂંથી છે મ્હારી ઘેરી રસચૂંદડી,
ધનુગૂંથી છે મ્હારી માળા રે;
ખૂંચે શણગાર જેને હૈયે સૂનકાર હો:
રહેતા શે જોગી એ નિરાળા? હો! ભીંજે૦

આઘા આઘા છે તો ય પંથ છે પાસે,
અદીઠ તો ય વાયુ જેવા રે;
અળગી રાખીને સદા અળગા રહે હસતા:
એ રે જોગી શે મ્હારા એવા? હો! ભીંજે૦

આવો, આવો રે, જોગી! હૈયા ખોલાવો!
તપી તપીને નેણાં તૂટયાં રે;
સંધ્યાના જેવાં સૌમ્ય તેજે રેલાવો!
રહીએ અખંડ અણછૂટયાં! હો! ભીંજે૦

અ. ફ. ખબરદાર

❦

## ૫૯. રસોત્સવ

( ઢાળ : અજબ વરસે વસન્ત ( ૨ )
આજે ઉત્સવ ફૂલડોલનો. )

ઉગ્યો પુનમનો ચન્દ્ર ( ૨ )
આજે ઉત્સવ રસદેવનો !
રેલે રોશની ત્વલન્ત ( ૨ )
આજે ઉત્સવ રસદેવનો !
બોલે કોયલ ત્યાં ડોલે રસાત્મ કંઈ ,
એનો અનેરો આનન્દ : આજે૦

એના એ પ્રત્નબોલ, પ્રણયીના પ્રેમકોલ ,
પ્રગટે એ રીત શું વસન્ત ! આજે૦

રસની કો જોગણો વિજોગણો મળીને ,
આજે રસરાસ આ રચન્ત : આજે૦

સ્નેહનાં સોહાગી, રસરાગી, રસઘેલડાં ,
રસિયાંના રાસ એ ઝીલન્ત ! આજે૦

કુંજે હૈયાની આજ ગુંજે શા પ્રેમમંત્ર ,
મોહનની મુરલી બજન્ત : આજે૦

એ મુરલીની તાન, દેતી ભૂલાવી ભાન ,
સરતાં રસગાન એ દિગન્ત ! આજે૦

જનાર્દન પ્રભાસ્કર

❦

## ૬૦. આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો

( ઢાળ : અંજળ વરસે વસન્ત [ ૨ ]
આજે ઉત્સવ ફૂલડોલનો. )

પુનિત સન્તોનાં વૃન્દ ( ૨ )
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો :
મૈયા ભારતી સોહન્ત ( ૨ )
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

કુંજે વસન્ત કંઇક ગુંજે નવપ્રેરણા,
કોકિલા સુકંઠે ટહુકન્ત : આજે૦

હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી!
પિંડે બ્રહ્માંડ પ્રગટન્ત : આજે૦

અન્તરમહીં ભક્તિ જગન્નાથ–જન્મભૂમિની,
ઝગમગ કો ઓજસે લસન્ત : આજે૦

શોભન જગમોહને બતાવી જીવન–માધુરી,
હિન્દી નવકોડે હસન્ત : આજે૦

**મંજુલાલ ર. મજમુદાર**



## ૬૧. ફૂલની સાથે રમત

( ઢાળ : શીખ સાસૂજી દે છે રે, વહુજી! રહો ઢંગે )

આવો, ફૂલડાં મધુરાં! રે આપણ રંગે રમિયે;
દિન એક આનન્દે રે ભેળાં રહી નિર્ગમિયે.

મ્હને મુખડું ત્હમારૂં રે સલૂણું લાગે વ્હાલું;
હેમાં નિર્મળ પ્રીતિ રે વશી હસતી કાલું.

તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયું;
રહી મનુજસમૂહે રે વદન કરમાઇ ગયું.

ન્હાશી ત્ય્હાં થકી આજે રે આવ્યો તમ પાસ હું તો;
ત્હમે કોમળ હઈડે રે; મ્હને નવ ગણશો જુદો.

નહિ તમમાં કુટિલતા રે, નહિ વળી ક્રૂરપણું;
નહિ વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું.

કદી હાસ કરતાં રે તો નિશ્ચે આનન્દભર્યાં,
કરમાઇ કદી સૂતાં રે તો સત્યે દુઃખે જ ગળ્યાં.

જેવું અંતર થાશે રે ત્હેવું તમમુખડું દીસે;
જેવું મુખ દેખાશે રે ત્હેવું તમહૃદય વિશે.

ત્ય્હારે આવો, મધુરાં! રે આપણ રંગે રમિયે;
દિન એક તો સુખમાં રે સાથે વશી નિર્ગમિયે.

નરસિંહરાવ ભોળાનાથ



## ૬૨. સોનાનાવડી

(ઢાળ: શીખ સાસૂજી દે છે રે, વહુજી! રહો ઢંગે)

ગાજે ગગને મેહુલિયા રે, વાજે વરસાદ ઝડી;
ગાંડાં નદી–પૂર છલિયાં રે, કાંઠે બેઠી એકલડી:
મ્હારા ન્હાના ખેતરને રે, શેઢે હું તો એકલડી.

મ્હેં તો ધાન વાઢી ઢગલા કરિયા,
ફૂડાં ગાંસડી–ગાંસડીએ ભરિયાં;
ત્ય્હાં તો વાદળ ઘોર તૂટી પડિયાં,

ભીંજું ઓથ વિનાની રે, અંગેઅંગ ટાઢ ચ્હડી ;
મ્હારા ન્હાના ખેતરને રે, શેઢે હું તો એકલડી ,
સ્હામે કાંઠે દેખાય રે, વ્હાલું મારૂં ગામડિયું :
ગોવાળણ શી વાદળિયે રે, વીંટયું જાણે ગોકળિયું !

મ્હારે ચૌદિશ પાણીડાં નાચી રહ્યાં ,
આખી સીમેથી લોક અલોપ થયાં ;
દીનાનાથ રવિ પણ આથમિયા .

ગાંડી, ગોરજ–ટાણે રે, નદી અંકલાશ ચડી ,
એને ઉજ્જડ આરે રે, ઊભી હું તો એકલડી ;
મ્હારા ન્હાના ખેતરને રે, શેઢે હું તો એકલડી .

પેલી નૌકાનો નાવિક રે, આવે ગાતો : કોણ હશે ?
મ્હારા દિલડાનો માલિક રે, જાણે જૂનો બન્ધુ દીસે .

એની નાવ ફૂલ્યે શઢ સંચરતી ,
એની પંખી શી ડોલણહાર ગતિ ;
નવ વાંકીચૂંકી એની દ્રષ્ટિ થતી :

આવે મારગ કરતી રે, પ્રચંડ તરંગ વિષે ;
હું તો દૂરેથી જોતી રે, જૂનો જાણે બન્ધુ દીસે :
પેલી નૌકાનો નાવિક રે, આવે ગાતો : કોણ હશે ?

કિયા દૂર વિદેશે રે, નાવિક ! ત્હારાં ગામતરાં ?
ત્હારી નાવ થંભાવ્યે રે, આહીં પલ એક જરા !

ત્હારી જ્યહાં ખૂશી ત્યહાં તું જજે સુખથી ,
મ્હારાં ધાન દઉં તુંને વ્હાલપથી ;
મન માને ત્યહાં વાવરજે, હો પંથી !

મ્હારી લ્હાણી લે તો જા રે, મોઢું મલકાવી જરા !
મ્હારી પાસે થાતો જા રે ! આહીં પલ એક જરા !
ક્યિા દૂર વિદેશે રે, નાવિક ! ત્હારાં ગામતરાં ?

લે ! લે ! ભારા ને ભારા રે, છલોછલ નાવડલી,
બાકી છે ? વ્હાલા મ્હારા રે ! હતું તે તો દીધ ભરી.

મ્હારી જુની પછેડી ને દાતરડી,
મ્હારાં ભાતની દોણી ને તાંસલડી;
તુંને આપી ચૂકી બધું વીણી વીણી:

રહ્યું લેશ ન બાકી રે, રહ્યું નથી કાંઇ પડી;
રહી હું જ એકાકી રે, આવું ત્હારે નાવ ચ્હડી,
લે ! લે ! ભારા ને ભારા રે ! છલોછલ નાવડલી.

હું તો ચ્હડવાને આવી રે, નાવિક નીચું જોઇ રહે,
નવ તસુ પણ ખાલી રે, નૌકા નવ ભાર સહે;
મ્હારી સંપત વ્હાલી રે, શગોશગ માઇ રહે.

ન્હાની નાવ ને પથિક પંથે પળ્યાં,
ગગને દળવાદળ ઘેરી રહ્યાં;
આખી રાત આકાશેથી આંસુ ગળ્યાં.

સૂતી સરિતાને તીરે રે, પડી રહી હું એકલડી;
મ્હારી સંપત લઇને રે, ચાલી સોનાનાવડલી.
મ્હારા ન્હાના ખેતરને રે, શેઢે હું તો એકલડી !

ઝવેરચન્દ મેઘાણી

❦

## ૬૩. જળ ભરવાને ચાલો રે !

( ઢાળ : શીખ સાસૂજી દે છે રે, વહુજી ! રહો ઢંગે )

જળ ભરવાને ચાલો રે, મીઠલડાં જળ ભરવા ;
ખીલ્યું યૌવન મ્હાલો રે, મધુરાં જળ ભરવા .
આજ અમુલખ લ્હાવો રે, મીઠલડાં જળ ભરવા ;
ચાલો, બ્હેનીઓ ! ચાલો રે મધુરાં જળ ભરવા :

**સાખી :** તરશે તરફડતાં મરે બ્હેનો–ભાઇ અનેક ;
પાવું અમૃત ત્હેમને, એ જ ધરો મન ટેક .

ધાન્ય લણવાને ચાલો રે, મીઠાં ધાન્ય જ લણવાં ;
લીલાં ક્ષેત્રોમાં મ્હાલો રે, ખીલ્યા ધાન્યના કણ જ્યાં .
લ્યોને અનુપમ લ્હાવો રે, મધુર યૌવનભરમાં ;
ચાલો, સજનિઓ ! ચાલો રે, મીઠાં ધાન્ય જ લણવાં .

**સાખી :** ભૂખ્યાં, ત્રાસતપ્યાં દીસે મનુબાલક ચોપાસ ;
પ્રભુના થાળ દઇ કરો તૃપ્ત ત્હેમને ખાસ .

ફૂલ વીણવાને ચાલો રે, મધુરાં ફૂલડાં વીણવા ;
મીઠું યૌવન મ્હાલો રે, રૂડેરાં ફૂલ વીણવા .
આજ આનન્દ ફ્હાડો રે રસીલાં ફૂલ વીણવા ;
ચાલો, સાહેલી ! ચાલો રે મીઠાં ફૂલડાં વીણવા .

**સાખી :** દુઃખ, ક્લેશ, ચિંતાભર્યું જગ રડતું લાચાર ;
કરો શાન્ત, આશાભર્યાં પુષ્પ તણા ધરી હાર .

રસ સિંચવાને ચાલો રે, મધુરો રસ સિંચવા ;
યૌવનવન મ્હાલો રે, અમર ફાલ્યાં ફળ જ્યાં .
ગાનઝરણ ઝરાવો રે, લતાકુંજે લચતાં ;
ચાલો, સજનિઓ ! ચાલો રે, મીઠલડો રસ સિંચવા .

.ખી : સૂકી રસહીન બની રહી હૃદયવાડી દેખાય ;
વર્ષાવો અમીધાર ત્યાં, પ્રફુલ્લ રમણીય થાય .

ગીત ઝીલવાને ચાલો રે, મધુરાં ગીત ઝીલવા ;
આજ યૌવન મ્હાલો રે, પતિપ્રભુનાં ગીતમાં .
રમી રાસ લ્યો લ્હાવો રે, પ્રીતિભક્તિ ઉરમાં ;
ચાલો, બ્હેનીઓ ! ચાલો રે, મીઠલડાં ગીત ઝીલવાં .

ખી : નન્દન સુન્દર નન્દનો વાયે રસીલી વેણુ ;
અન્તર ઝીલી અમૃતભર્યાં રેલાવો પ્રભુફ્હેણુ .

જળ ભરવાને ચાલો રે, મીઠલડાં જળ ભરવા ;
લીલું યૌવન મ્હાલો રે, રસીલાં અમી ભરવા .
લ્યોને આનન્દલ્હાવો રે, રુડેરાં અમી ભરવા ;
ચાલો, સાહેલિ ! ચાલો રે, મધુરાં જળ ભરવા ;

**રામમોહનરાય જસવંતરાય**



## ૬૪. સ્વાગતાંજલિ

આવો–આવો, પધારો, મોંઘેરાં મહેમાન !
અંતરને વ્હાલે વધાવિયે ,

અમો દીન તણા અદના આવાસમાં
તમો ભાગ્યશાળીના અતિ ઉલ્લાસમાં
ક્યાંથી પગલાં પનોતાં ? પધારો, મહેમાન !
અંતરને વ્હાલે વધાવિયે . આવો૦

નથી કલગી કે હાર હેમફૂલનાં ;
નથી મોતી માણેક મહામૂલનાં ;
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર :
અંતરને વ્હાલે વધાવિયે , આવો૦

શાંત સાદાં અમારાં છે આંગણાં ;
શાંત, દાંત અમારાં વધામણાં ;
વેણ સાદાં પણ દેવા અમોલાં સન્માન :
અંતરને વ્હાલે વધાવિયે. આવો૦

નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો ;
વિમળ હૃદય તણા ભાવને વધારશો ;
એ જ વિનતિ છે તમને, મોંઘેરાં મહેમાન !
અંતરને વ્હાલે વધાવિયે. આવો૦

**મનહરરામ હ. મહેતા**



## ૬૫. ટહુકાર

(ઢાળ : આવો-આવો, પધારો, મોંઘેરાં મહેમાન !)

એ તો ટહુકી રહ્યો છે ક્યાંહિ મયૂર દૂર દૂર,
ટહુકારો આવે એનો આ સ્થલે ;
જાણે અમૃત પીધેલો એનો સૂર શું મધુર !
વાયુથી વાતલડી મોકલે.

એના આછા આછા સંદેશના ધ્વનિ
મ્હારા પ્રાણમાં જગાવતી ચેતનધૂનિ ;
આછી વાસ જેમ પ્રસારતું કપૂર-દૂર દૂર. ટહુકારો૦

એની વાણી અબોલ મર્મની ભરી ;
મ્હારા ચિત્તને નચાવતી જરી જરી ;
નાદ નિર્દોષ કરતું જેમ નૂપુર-દૂર દૂર. ટહુકારો૦

એનાં દર્શન પ્રત્યક્ષ રહ્યાં દોહ્યલાં ;
એના ઉત્તેજક ઉંચા ઉંચા મેઘલા ;
એની કુંજલડી ઉંડી ઉંડી ઉર-દૂર દૂર. ટહુકારો૦

એ કલાપિના કલાપ અણદીઠડા ;
મ્હારા મોરલાના ટહુકાર મીઠડા ;
મ્હને કરતા એ મદમાં ચકચૂર–દૂર દૂર. ટહુકારો૦

શ્રી ઉપેન્દ્રાચાર્ય



## ૬૬. અંતરના કોયડા ઉકેલશો ?

( ઢાળ : આવો–આવો, પધારો, મોંઘેરાં મહેમાન ! )

બોલો, બોલો, જરી ઓ ! જાણભેદુ જોગીરાજ !
અંતરના કોયડા ઉકેલશો ?
ઉંડા અંતરના કોયડા ઉકેલશો ?

નભે તારલા ઘૂમે અનંત કૂદડી ;
ઉગે ચંદ્ર–સૂર્ય આવા અનેક કૈં ;
કહો, ગૂંથી શી રીત એની ગૂંથણી ? હો રાજ !
અંતરના કોયડા ઉકેલશો ? ઉંડા૦

કહો, વિશ્વ શા ઉદ્દેશથી પેદા કર્યું ?
કરી પેદા છુપાય કેમ છે પ્રભુ ?
કોઇ હેતુ છુપ્યો ન આનો ખોલશો ? હો રાજ !
અંતરના કોયડા ઉકેલશો ? ઉંડા૦

વિશ્વ આશ્રમ કહે છે કોક સંતનું ;
કોક માયા તણું કહે છે પીંજરું ;
બોલો, ત્યારે હશેય શું આ વિશ્વ ? સંતરાજ !
અંતરના કોયડા ઉકેલશો ? ઉંડા૦

કર્તા એક માત્ર સારા બ્રહ્માંડનો ;
એકમયતા તો જગે જરી ન જો !

કારણ એનું કહોને, કોક સંતજી ! હો રાજ !
અંતરના કોયડા ઉકેલશો ? ઉંડા૦

હેતુ જીવનનો શો ? વળી શો આ વિશ્વનો ?
છુપ્યો અર્થ તો બતાવો કોક સર્વનો !
માત્ર આટલું જરા તો કહોને, જોગીરાજ !
અંતરના પ્રશ્નો ઉકેલશો ? ઉંડા૦

**શરત્ચંદ્ર મ. મહેતા**



## ૬૭. સત્યની વીણા

( ઢાળ : મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી )

મ્હારા અંતરમાં વીણા કોઇ વાગી, હું જાગી,
અહો ! રસની ભરી, ભાવની ભરી;
સર્વ વૃત્તિઓ એમાં અનુરાગી, હું જાગી,
અહો ! રસની ભરી, ભાવની ભરી.

એહ વીણા કેરૂં ઉરે ગાન સુણી ન્યારૂં,
શાંત છતાં મસ્ત બન્યું ચપળ ચિત્ત મ્હારૂં;
સંકલ્પ શીઘ્ર માત્ર ત્યાગી હું જાગી,
અહો ! રસની ભરી, ભાવની ભરી. મ્હારા૦

સુણતાં વીણાનાદ પ્રાણ સહજે સ્થિર થાતાં,
મન, બુદ્ધિ આદિ પણ તેમાં વિલાતાં;
સ્વરની લલિત લ્હે લાગી, હું જાગી
અહો ! રસની ભરી, ભાવની ભરી. મ્હારા૦

દિવ્ય પ્રેરણાના રાગ દૈવી રસ રેલાવતાં;
અલૌકિક જ્ઞાન તણાં અંકુરો સ્ફુરાવતાં;

વૃત્તિને કરતી હું વિરાગી, હું જાગી,
અહો! રસની ભરી, ભાવની ભરી. મ્હારા૦

સત્યનું રહસ્ય ને માધુર્ય કંઇ જણાયું;
સુણી વીણાગાન જીવભાન આ વિલાયું;
જીવન બન્યું આ સુભાગી, હું જાગી,
અહો! રસની ભરી, ભાવની ભરી. મ્હારા૦

**શ્રી જયંતીદેવી**



## ૬૮. અંતર્જ્યોતિ

(ઢાળ : મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી)

મ્હારા અંતરમાં જ્યોતિ એક જાગી, સુભાગી! કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો!
જેની દીપ્તિથી માયા દૂર ભાગી, સુહાગી! કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો!

રશ્મિ એ અલૌકિક જીવનને ઉજાળતી;
અંતરનાં તિમિરને તે સહજમાં ટાળતી:
પૂર્ણપણે ત્હેમાં અનુરાગી, મહાભાગી! કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો! મ્હારા૦

જે કાંઇ જેવું છે તેવું બતાવતી,
ભ્રાંતિને ટાળીને સ્વરૂપને જણાવતી:
અન્ય સર્વ આસક્તિ ત્યાગી, વિરાગી! કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો! મ્હારા૦

પૂર્ણ અભિમુખતા એ રશ્મિને ઝીલાવે;
તન્મય થાતાં હૃદય જ્યોતિને જગાવે:

સિદ્ધિ સધાવે મ્હોં માગી, બડભાગી ! કાઈ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો ! મ્હારા૦

શ્રી ઉપેન્દ્રાચાર્ય



## ૬૯. જ્ઞાન–ગોરસ

( ઢાળ : મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી )

કોઇ મીઠડાં, અમૂલાં, અતુલાં, આ જ્ઞાન તણાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો !
ઘણાં મોંઘાં, રસાળાં, સુંવાળાં, આ તત્ત્વ તણાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો !

પરમ શુદ્ધ હૃદય માંહી દૂધે તો ભર્યાં ;
ગુરૂએ દીધેલ જ્ઞાન–દધી એ ધર્યાં ;
એની બલિહારી, હું એની મહિયારી, કોઇ
ગોરસ લ્યો, ગોરસ લ્યો ! કોઇ૦

કાચા પોચા મ્હારી મટકી ન ઝાંખે ;
યુવના સમર્પે તે તો ત્હેની મઝા ચાખે :
ઉરને ઉદ્ધારી દે ભવને સુધારી, એવાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો ! કોઇ૦

વિશદ અવિચ્છિન્ન બ્રહ્મ–જ્ઞાન ઉરે રાખો ;
ગોરસ ચાખી ગોરસાંને ફોડી નાંખો :
લેજો ધીરે ઉતારી મટકી મ્હારી, રસવિહારી ! ભલાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો ! કોઇ૦

શ્રી ઉપેન્દ્રાચાર્ય

## ૭૦. બ્રહ્મનાદ

અહો ! બ્રહ્મનાદ ગાજે ;
શો બ્રહ્મનાદ ગાજે ! રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં ;
અનેક રૂપે રાચિયે અનંત કોટિ અંડમાં. શો બ્રહ્મનાદ૦

**સાખી :** બીજ રૂપે રહી વૃક્ષમાં પિયે ભૂમિરસસાર ;
ભૂતગ દળે ઊંડાં જળે પણ વસિયે નિરધાર .

દેહ–ભૂત માંહી દેવ રૂપે મનાઇયે,
તેજ માંહી તત્ત્વ બની તેજમાં સમાઇયે;
શૂન્ય માંહી શબ્દે છવાઇએ. શો બ્રહ્મનાદ૦

**સાખી :** સ્વર્ગ મૃત્યુ પાતાળમાં સ્થળ એવું નહીં કોય,
કરિયે ક્રીડા નવ અમે, અણુમાં પણ અણુ હોય.
અનેક રૂપે રાચિયે અનંત કોટિ અંડમાં. શો બ્રહ્મનાદ૦

ફૂલચંદભાઇ શાહ



## ૭૧. વીણા-તારો

( ઢાળ : અહો ! બ્રહ્મનાદ ગાજે )

મ્હારી વીણા તણા તારો ! કરી એક સૂર તમારો
કરી નાદનો રણકારો અનંતમાં ;
ચેતનમય સ્વર પ્રસારો ગાનથી દિગંતમાં . મ્હારી

**સાખી :** સમગ્ર નારી વિશ્વમાં મુજ વીણાના તાર ;
તેનાં સુમધુર જીવન એ તાર તણો રણકાર .

જીવનને સંગીતમય સુસ્વરિત કંઇ બનાવજો;
ગાનમાં નિજ પરહિતનો રમ્ય ધ્વનિ ગજાવજો;
કર્તવ્યે દિવ્યતા દ્રઢાવજો. મ્હારી વીણા૦

સાખી: સ્નેહ શૌર્ય આનંદનાં, જ્ઞાન તણાં કંઇ ગાન,
સ્વદેશનાં સર્વેશનાં, ગાજો બની એકતાન.
પ્રાણને પ્રસારો તમે જડ ને જીવંતમાં. મ્હારી વીણા૦

સાખી: સાવધ બની હવે તમે લેજો આશ્રય મુજ;
ઉખર સૃષ્ટિને કીજિયે નવપલ્લવિત કુંજ.
ઇશ્વરી રૂપે સુહાવો આદિ મધ્ય અંતમાં. મ્હારી વીણા૦

શ્રી જયંતીદેવી

## ૭૨. કા'નુડો

(ઢાળ: જીભલડી રે! ત્હને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યહાંથી રે?)

ગોપી:

જશોદા! ત્હારા કા'નુડાને સાદ કરીને વાર રે;
આવડી ધૂમ મચાવે વ્રજમાં કોઇ નહીં પૂછનાર રે. જશોદા!

શીકું તોડયું, ગોરસ ઢોળ્યું, ઉઘાડીને દ્વાર રે;
માખણ ખાધું, ઢોળી નાંખ્યું, જાન કીધું આ વાર રે. જશોદા!

ખાંખાંખોળા કરતો હીંડે, બીહે નહીં લગાર રે;
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કહિયે લાડ રે? જશોદા!

વારે વારે કહું છું ત્હમને, હવે ન રાખું ભાર રે;
નિત્ય ઉઠીને એમ કયમ સહિયે વસી નગર મોઝાર રે? જશોદા!

જશોદાજી:

આડી અવળી વાત ત્હમારી, હું નહીં સાંભળનાર રે;
પણો ડમરો લાડકો મ્હારો, કદી ન એમ કરનાર રે. આડી૦

મ્હારો કા'નજી ઘરમાં રમતો, ક્યારે દીઠો બ્હાર રે ?
દૂધદહીંનાં માટ ભર્યાં છે, બીજે ન ચાખે લગાર રે. આડી૦
શાને કાજે મળીને આવી ટોળે વળી દશબાર રે ?
નરસૈંયાનો સ્વામી સાચો, જૂઠી વ્રજની નાર રે. આડી૦

નરસિંહ મહેતા



## ૭૩. નંદકુંવર

(ઢાળ : જશોદા ! ત્હારા કા'નુડાને સાદ કરીને વાર રે)

આજ મ્હારે આંગણિયે પેલો નંદનો કુંવર બેઠો જો;
હું ગઈ'તી જમુના જળ ભરવા, છાનો ઘરમાં પેઠો જો. આજ૦
ઘરમાં પેશી એવું કીધું, માંકડલાં બોલાવ્યાં જો;
મહી કાઢી મ્હોં આગળ મેલ્યાં, ખાવા સારૂ આવ્યાં જો. આજ૦
ઓચિંતી મહિયારી આવી, હરિની બાવડી ઝાલી જો;
મોંઢા ઉપર ગોરસ લોહ્યું, ઓચંબા લઇ ચાલી જો. આજ૦
સાંભળજે તું, જશોદા રાણી ! ત્હારો કુંવર લાવી જો;
બાળક ત્હારો બહુ મસ્તાનો, ટેવ શી પાડી આવી જો ? આજ૦
કહે જશોદા, જૂઠાબોલી ! રીસ કરો કાંઇ થોડી જો;
મ્હારો કુંવર કાંઇ ન જાણે, બેઠો બેઉ કર જોડી જો. આજ૦
બાળ જુવે તો પોંતા કેરૂં, જોઇને લજ્જા પામી જો;
સહુ ગોપીનાં માન ઉતાર્યાં, એવો અંતર્યામી જો. આજ૦
એની અક્કલને કોઇ ન પહોંચે, ગતિ એની બહુ ન્યારી જો;
દ્વારકાના સ્વામી સંગે અબળા રહી છે હારી જો. આજ૦

દ્વારકો ભક્ત



## ૭૪. શોભા સલૂણા શ્યામની

(ઢાળ : મુગટ પર વારી જાઉં, નાગરનંદા !)

તું જોને, સખિ ! શોભા સલૂણા આ શ્યામની.
કોટિ કંદર્પ લજાવે એનું મુખડું ;
ફિક્કી પડે છે કલા દામિની. તું જોને.

કોટિ આભૂષણનું એ ભૂષણ ;
સીમા છે એ અભિરામની. તું જોને.

સદ્‌ગુણસાગર, નટવર નાગર,
બલિહારી હું એના નામની. તું જોને.

સમજે એને એ સાર સરવનું ;
બીજી વસ્તુ નથી કામની. તું જોને.

અનુપમ એ અલબેલો રસિયો,
જીવનમુખી દયારામની. તું જોને.



દયારામ

## ૭૫. બંસી

(ઢાળ : મુગટ પર વારી જાઉં, નાગરનંદા !)

રાધા પ્યારી ! દે ! દે ! બંસી હમેરી ;
બંસી હમેરી, એ બંસરી હમેરી. રાધા૰

યે બંસીમેં મેરા પ્રાન બસત હૈ ;
વો બંસી લેઇ ગઇ ચોરી. રાધા૰

ના સોનેકી, બંસી ના રુપેકી ;
હરે હરે બાંસકી પેરી. રાધા૰

કાહેસે ગાવું, રાધા! કાહેસે બજાવું?
કાહેસે લાવું ગઉઆં ઘેરી? રાધા૦

મુખસે ગાઓ, કા'ના! કરસે બજાઓ;
લકરીસે લાવો ગઉઆં ઘેરી. રાધા૦

ઘટી એક મુખમેં, ઘટી એક કરમેં;
ઘટી એક અધર ધરી. રાધા૦

મીરાંકે પ્રભુ ગિરિધર નાગર;
ચરણકમલ પર બરોરી. રાધા૦

મીરાંબાઇ



## ૭૬. બંસુરી

( ઢાળ: મુગટ પર વારી જાઉં, નાગરનંદા! )

બંસુરી! તૂ કવન ગુમાન ભરી?
સોનેકી નાહી, રૂપેકી નાહી;
નાહી રતન જરી. બંસુરી૦

જાત સિફત તેરી સબ કોઇ જાને;
મધુબનકી લકરી. બંસુરી૦

કયા રી ભયો જબ હરિમુખ લાગી?
બાજત બિરહ ભરી. બંસુરી૦

સુરશ્યામપ્રભુ! અબ કયા કરિયે?
અધરન લાગત રી. બંસુરી૦

સુરદાસ



## ૭૭. શ્યામ રંગ સમીપે

( ઢાળ : પ્રેમની પીડા તે કોને કહિયે રે? હો મધુકર!
પ્રેમની પીડા તે કોને કહિયે ?)

શ્યામ રંગ સમીપે ન જાવું,
મ્હારે આજ થકી શ્યામ રંગ સમીપે ન જાવું.
જેમાં કાળાશ તે સહુ એક સરખું ;
સર્વમાં કપટ હશે આવું ? મ્હારે આજ૦

કસ્તુરીની બિંદી તે કરૂં નહીં ;
કાજળ ન આંખમાં અંજાવું , મ્હારે આજ૦

કોકિલાનો શબ્દ સુણું નહીં ;
કાગવાણી શકુનમાં ન લાવું , મ્હારે આજ૦

નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં ;
જમુનાનાં નીરમાં ન ન્હાવું , મ્હારે આજ૦

મરકત મણિ ને મેઘ દષ્ટે ન જોવાં ;
જાંબુ વંત્યાક ન ખાવું , મ્હારે આજ૦

દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો ;
મન કહે પલક ના નિભાવું , મ્હારે આજ૦

દયારામ



## ૭૮. હિન્દદેવીનું પૂજન

(ઢાળ : શ્યામ રંગ સમીપે ન જાવું)

જન્મભૂમિ પૂજવાને જઇયે રે, ઓ બ્હેનીઓ !
જનનિભૂમિ પૂજવાને જઇએ .

સ્વર્ગથી ય મોંઘી આ અમોલી હિન્દમૈયા ;
તનમનધન અર્પી ' ધન્ય ' થઇએ રે : ઓ બ્હેનીઓ !
ગાજી મંગલા અનેરી માજીમન્દિરે આ ;
આરતીની જ્યોત લલિત લઇએ રે : ઓ બ્હેનીઓ !

સત્ય, પ્રેમ, ધર્મ, નીતિ ને પવિત્રતાનાં
પત્ર–પુષ્પ–ધૂપ ધરી રહિયે રે : ઓ બ્હેનીઓ !

ચાચરમાં રમે સાધુ બાલ, વીર બાલા ;
માની એ પ્રસાદી વસો હૈયે રે : ઓ બ્હેનીઓ !

ભક્તિનો સુવાસ, ત્યાગની મીઠાશ, શીળાં
આત્મદાન, માતૃપદે ગૃહિયે રે : ઓ બ્હેનીઓ !

અરૂણરંગ, તેજ મધુર, માજીમુગટ સ્હોયાં ;
ગગનપાર હૃદયગાન વહિયે રે : ઓ બ્હેનીઓ !

ઘંટારવ, શંખનાદ–ઉદયવાદ્ય વાગ્યાં ;
જાગૃતિનો સાદ બધે દઇએ રે : ઓ બ્હેનીઓ !

આવો, માજીમંડપમાં, બાલ વ્હાલઘેલાં !
જીવન સકળ સેવનમાં વહિયે રે : ઓ બ્હેનીઓ !

**રામમોહનરાય જસવંતરાય**



## ૭૯. દિવ્ય આશા

( ઢાળ : ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ. )

સ્વર્ગમંડળે થકી હું ઊતરી રે લોલ ;
સ્વર્ગ માંહિં કાંઈ મુજ નિવાસ ,

દિવ્ય આશ હું રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ.
દીન બન્યાં દુઃખભારથી દબી રે લોલ,
મનુજ બાળ! લ્યો કુસુમસુવાસ;
દિવ્ય હાસ થી રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ.
મર્ત્ય જીવને થતા કઠોર શોર લોલ,
તે શમાવવા ગાઉં અનુપ ગાન,
ઉચ્ચ તાનનાં રે લોલ,
ઠામ ઠામ ચાલું ગીત રેડતી રે લોલ.
વિશ્વમોહનીનું બીન એસુરું રે લોલ
મૂક થાય, જ્યહાં તણાય તાન
દિવ્ય વાદ્યનાં રે લોલઃ–
મનુજલોકમાં હું એમ ખેલતી રે લોલ.
શાન્ત સિન્ધુ ગાન ગાય જ્યહાં ગભીર લોલ,
સાન્ધ્ય રંગ વ્યોમ રમે રાસ,
વાસ ત્યહાં કરું રે લોલ
તારલા કણી બની હું એકલી રે લોલ.

નરસિંહરાવ ભોળાનાથ

## ૮૦. ભારતી સ્ત્રીગીત

(ઢાળ: ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ)

ગરબે રમવા, સાહેલી! સાંચરો રે લોલ,
ભારતી મન્દિર ચારૂ ચોક પ્રીતિથી ફરો રે લોલ;
આવો બ્હેની! ગીતરંગે રેલીએ રે લોલ.

સાખી : શરદ પુન્યમ રજનિ ખીલી, અનિલ સુરભિ મલકાય ;
ચન્દ્રામુખનન્દન શીળી સ્મિતલહરી લહકાય ;

રમે રમા, શારદા, સોહામણી રે લોલ,
કુંકુમે જ્યાં સાથિયા પૂરેલ, છે શોભા ઘણી રે લોલ ;
આવો બ્હેની ! આજ રાસ ખેલીએ રે લોલ.

સાખી : મિઠ્ઠાં ઝરણ ઝરી રહ્યાં મધુરૂં મધુરૂં સુરગાન ;
કોકિલ બુલ્બુલ રસભર્યાં, ઢવે અનુપમ તાન ;

દેશવાડી નવલ પલ્લવે ભરી રે લોલ,
કુંજ-કુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષવલ્લરી રે લોલ ;
આવો બ્હેની ! જનનિગાન ગાઇએ રે લોલ.

સાખી : ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર ;
રમે સિન્ધુ, કાવેરી જ્યાં, રમ્ય નર્મદા નીર ;

ગુર્જરી ને બંગસુન્દરી મળી રે લોલ,
કાશ્મિરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપુતાણીઓ રે લોલ ;
આવો બ્હેની ! ઐક્યતાન વાઇએ રે લોલ.

સાખી : કુસુમિત લીલી લલિતા લતા-લલના તરૂપતિ સંગ ;
ભારતવાડી દિપાવતી, વિવિધ વર્ણ નવરંગ ;

પારસી, ઇસ્લામી, આર્ય, રમણીઓ રે લોલ,
યુરોપિયન નારીઓ, ઉલ્લાસરસવિલાસિની રે લોલ ;
આવો બ્હેની ! હિન્દદેવી વન્દીએ રે લોલ.

સાખી : હીમાલયશિર ઝળકતી, નિર્મળ, એ મન આશ ;
ભિન્ન જાતિ-રીતિ, તદપિ રહો એક ઉર અમ વાસ ;

લાવો, લાવો હૃદયપાત્રમાં ધરી રે લોલ;
મંગલ પ્રીતિઅર્ઘ્ય, ભક્તિ આત્મસુવાસે ભરી રે લોલ;
આવો બ્હેની! માતૃભૂમિ પૂજીયે રે લોલ.

રામમોહનરાય જસવંતરાય



## ૮૧. રાત્રિયે કોયલ

( ઢાળ : કામણ દીસે છે, અલબેલા! ત્હારી આંખમાં રે )

વ્હાલી! સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે
ગાતી છન્દમાં રે, વ્હાલી૰

શાન્ત રજનિમાં ચમકી ચાંદની,
જો આછી પથરાઈ વાદળી,
આવે ટહુકો અનિલ લ્હેર કંઈ મન્દમાં રે,
ગાતી૰ વ્હાલી૰

વ્હાલી! એ તુજને બોલાવે,
મીઠી મીઠીને મન ભાવે,
દે ની પાછો ટહુકો કોમળ કણ્ઠમાં રે,
ગાતી૰ વ્હાલી૰

ડુહ ડુહ કરી જો ફરી આવ્યો,
મીઠો રવ અમીરસ જો લાવ્યો,
કોયલડી રહી છૂપી ઝાડનાં ઝુંડમાં રે,
ગાતી૰ વ્હાલી૰

ચાલો પ્રિય! સુણિયે એ મીઠી,
મ્હેં મધુરી ગાનનદી દીઠી,
ચળકંતી ચાલે જે પેલા ચંદમાં રે,
ગાતી૦ વ્હાલી૦

નરસિંહરાવ ભોળાનાથ



## ૮૨. ચન્દ્રદર્શન

( ઢાળ : વ્હાલી ! સાંભળ્ય પેલી કોયલડી તરૂવૃન્દમાં રે )

વ્હાલી ! જોને પેલો ચાંદલીઓ આકાશમાં રે
રમે વિલાસમાં રે !

શરદ્ પુનમ રળિયામણી રાતે, સુન્દર તારલિયાઓ સાથે,
રાસ રમે એકાન્તે દિવ્ય અવાસમાં રે :
રમે વિલાસમાં રે, વ્હાલી !

વ્યોમમંડળે ખેલે રોહિણી, સરવરિયે તો ખીલે કુમુદિની :
રેલે અમીને ઉભય પરે ઉલ્લાસમાં રે,
પૂર્ણ વિલાસમાં રે ! વ્હાલી !

નભગંગામાં સ્નેહે ન્હાતાં, પરસ્પરે પ્રણયામૃત પાતાં,
થાતાં સમીપ, લઇ રોહિણીને પાસમાં રે,
કહે છે ન્હાસ મા રે ! વ્હાલી !

રજનીએ તેજાંબર ધાર્યું, સજનિ ! ત્હારૂં જીવન ઉજાળ્યું ;
ભાળ્યું સુખ ચકોરે ચન્દ્રપ્રકાશમાં રે !
પ્રણયના પાશમાં રે ! વ્હાલી !

એ ચંદ્રલિયા જેવું કાંઇ મેં જોયું જગમાંહે આંહી ,
મુખડું ત્હારૂં વ્હાલી ! નિર્મલ હાસ્યમાં રે :
રમ્ય ઉજાસમાં રે ! વ્હાલી !

જનાર્દન પ્રભાસ્કર



## ૮૩. દેવીનાં નવચેતન

( ઢાળ : વ્હાલી ! સાંભળ્ય, પેલી કોયલડી તરૂવન્દમાં રે )

દેવિ ! દીસે શાં નવચેતન ત્હારી આંખમાં રે !
પાછું ઝાંખ મા રે ! દેવિ !

મોહનની નવબંસી બોલે ,
જુગજુગનાં પડળો કંઇ ખોલે ;
અંતર ઝોલે ચઢતાં નવઅભિલાખમાં રે :
પાછું ઝંખ મા રે ! દેવિ !

ભ્રુકુટિનાં તપચાપ ચઢાવે ,
નયન નયન શર શૂર ઉડાવે ;
જ્યોતિ અનેરી લાવે જગની સાખમાં રે :
પાછું ઝાંખ મા રે ! દેવિ !

ઉરસંયમનાં અંજન કીધાં ,
સત્ય સનાતન વ્રત મન લીધાં ;
મૃત્યુ તણાં અમી પીધાં લોટી ખાખમાં રે !
પાછું ઝાંખ મા રે ! દેવિ !

સ્વાત્મબળે રચવી જગ ન્યારી,
નવચેતનની ઓર ખુમારી!
ઉરના લાખ ઉમળકા વારી રાખ મા રે!
પાછું ઝાંખ મા રે! દેવિ!

પ્રગટ! નીડર! સદ્ધર્મ પ્રસરવા,
એકકુટુંબી વસુધા કરવા,
ગરવા ગુણ ઉદ્ધરવા રાજા-રાંકમાં રે!
પાછું ઝાંખ મા રે! દેવિ!

દેવિ! એ નવગૌરવ કાજે,
હસતાં વ્હાણાં વ્હાર વિરાજે;
ધસીએ આજે ત્રીસ ક્રોડ તુજ પાંખમાં રે!
પાછું ઝાંખ મા રે! દેવિ!

નવજુગમાં નવમોહન બોલે,
રુદ્ર ત્રીજું લોચન કંઇ ખોલે:
ઓ દેવિ! ડોલે બ્રહ્માંડ જરાકમાં રે!
પાછું ઝાંખ મા રે!
દેવિ! ઉભરે શાં નવચેતન ત્હારી આંખમાં રે!

અ. ફ. ખબરદાર



## ૮૪. જનનીસેવનનો મધુમધુરો અવસર

( ઢાળ : વ્હાલી! સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે )

જનનીસેવનનો મધુમધુરો અવસર ક્યાં મળે રે?
અવસર ક્યાં મળે રે? જગજીવ્યું ફળે રે. જનની૦

નવનિધ લાડે નિશદિન ઝૂલવે,
ઉરહીર પાતી હૈયે હૂલવે,
અલ્પ સાટું પણ અમિત ભારનું ક્યાં વળે રે ? જનની૦

પ્રભુપૂરગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અન્તર ઝલકે,
નવનવ સાજે શીખ દે સાને પળે પળે રે ? જનની૦

ઉત્તમ શોણિત જનની કાજે
રેલાયે, શું વધુ કે'વાશે ?
કિસ્મત ક્યાંથી ? ભારતીહિત કાયા ઢળે રે ! જનની૦

વસન્તવિનોદી



## ૮૫. ગિરિકોકિલ

( ઢાળ : અલબેલી રે અંબે માત જોવાને જઇએ )

ઓ ગિરિકોકિલ ! તું.
શું અદ્‌ભુત રેલે ગાન, ઓ ગિરિકોકિલ ! તું,
તુજ ગૂઢ અર્થનું જ્ઞાન પામું ન કો દિન હું.

મેઘશિખર છૂપો ચંદા વરસે સ્મિત-અમીધાર અનન્ત રે,
ને ગિરિ, તરુ, જળ મત્ત જ ઘૂમે,–હેવું ગાન રેલંત,
ઓ ગિરિકોકિલ ! તું.

લતા માધવી-ઉછંગ ઉછળી કળી રમે લાન્તળ રે;
સુગન્ધ ને સ્મિત ચોગમ વેરે,–હેવો મધુરસ્વધાર
ઝરે, ગિરિકોકિલ ! તું.

ટિટૂ ટિટૂ ગાન કુંડાળે ભમતું નભમોઝાર રે;
ગિરિશૃઙ્ગોમાં ધ્વનિ મધુરો દઈ રમ્ય રજતરણકાર
કરે, ગિરિકોકિલ! તું.

મધ્યરજનિ ચાંદનીમાં ચળકે, સાગવને ગૂંચવાયું રે
ધુમસ રૂપેરી, તે પર તરતું ગાન ચમકતું આવ્યું,
જો! ગિરિકોકિલનું.

પ્રિય સહચરીને શું તું સોધે ગાન ગાઈ વનવનમાં રે?
તે થકી શું કંઈ મધુર ગાનને રંગે ભાવ કરુણમાં,
ઓ ગિરિકોકિલ! તું?

અવિરત મધુરા ગાન તણી તુજ કવિતા કદી ન સૂકાય રે,
એ અદ્ભુત ગુણ ક્યહાંથી સાંપડ્યો? મધુર જ મધુર જ ગાય,
ઓ ગિરિકોકિલ! તું.

માનવજીવનના સૂર ઉંડા, પ્રફુલ્લ ને વળી ઘેરા રે,
તે સર્વેનાં રહસ્ય સાચાં વાંચી સકે જ અનેરાં,
તે ગિરિકોકિલ! તું.

નૂતનઘનરંગે રંગીલી સન્ધ્યા લટકે આવે રે,
મધુર અનિલ–ઉચ્છ્વાસથી કરતી અધરસ્પર્શો ભાવે,
ઉંચા ગિરિવરને;

તોય અડગ ગિરિ સમાધિ ન તજે; તે ગિરિ પણ દ્રવ ધારે રે,
જેહ વેળ સુરસુન્દરી સન્ધ્યા લલિત સૂરો લલકારે,
આ ગિરિકોકિલના.

ગૂઢ શક્તિ ને ગૂઢ અર્થ તુજ કળી સકું શી પેર રે?
મૂઢ બને ગિરિવર જ્યહાં પીતાં અવિરત અમીરસસેર
તુજ ગિરિકોકિલ ઓ!

❋ નરસિંહરાવ ભોળાનાથ

## ૮૬. નવી ભાભી

(ઢાળ: ઓ ગિરિકોકિલ ! તું)

આજ આંગણલું ઉજળાય, ભાભી આવે છે;
શીળી જગની નૌતમ છાંય સાથે લાવે છે.

મંદ મંદ હસતી, મુખ નવ વદતી, લતા લચી લચી જાય રે;
મીઠી ભાભીના અંતર ઉમળકા ખેલી નયન શરમાય;
ભાભી આવે છે. આજ૦

નિર્મળ સરિત શી ભાભી અમોલી, વહેશે સાત્વિક ગાન રે;
સાગર સમો ભડ ભ્રાત રસીલો ઝીલી દેશે નદી તાન;
ભાભી આવે છે. આજ૦

વ્હાલી ભાભીની સોડેથી સરશે સરલાં સુંદર ફૂલ રે;
નિતનિત ખીલતાં વિધવિધ ઝૂલતાં તેજવશે વીરકુળ;
ભાભી આવે છે. આજ૦

માડીજાયાની દેવી ભાભલડી, વીર જ્યમ વૈકુંઠનાથ રે;
મંગલ હૈયાંહીર અમલાં ગૂંથાતાં ઝળકશે પુણ્યપ્રકાશ:
ભાભી આવે છે. આજ૦

અનુપમ જોડલું પાશે પ્રભુતા, થાશે જગત્ રળીઆત રે;
કુમ્કુમચાંદલો મોંઘી ભાભીનો અક્ષર રહો, જગતાત!
ભાભી આવે છે. આજ૦

વસન્તવિનોદી



## ૮૭. બિરદાળી મા !

( ઢાળ : મા ! પાવા તે ગઢથી ઉતર્યાં, મહાકાળી રે ! )

મા ! સુન્દરગિરિથી ઉતર્યાં, બિરદાળી મા !
મા ! નૌતમ બાળે વેશ, ઝાંઝર વાગે, મા !

આ પ્રાતઃકાળે આભલાં, બિરદાળી મા !
તુજે ઘાટડીએ વીંટાય, ઝાંઝર વાગે, મા !

આ સૂરજ સન્મુખ લટકતો, બિરદાળી મા !
મા ! સ્હામી આરસી સ્હાય, ઝાંઝર વાગે, મા !

આ ચકવા ચકવી હંસલા, બિરદાળી મા !
તુજ પગલે ભમતાં ગાય. ઝાંઝર વાગે, મા !

આ સાયર પાસે નાચતી, બિરદાળી મા !
મા ! નદીમાં આવી ન્હાય, ઝાંઝર વાગે, મા !

અમ સમી સહુ ન્હાની બાળકી, બિરદાળી મા !
એને હઇયે વસતી માત, ઝાંઝર વાગે મા, !

આ અખિલ વિશ્વમાં વ્યાપતી, બિરદાળી મા !
મુજ કાળજડામાં માય, ઝાંઝર વાગે, મા !

ગોવર્ધનરામ મા. ત્રિપાઠી



## ૮૮. રાસેશ્વરી મા !

( ઢાળ : મા ! સુન્દરગિરિથી ઉતર્યાં, બિરદાળી મા ! )

આ શરદ પુનમ સોહામણી, રાસેશ્વરી મા !
શો ચંદ્ર તણો ચમકાર ! રાસ રમાડો, મા !

તમે સ્વર્ગસદનથી ઉતર્યાં, રાસેશ્વરી મા !
રૂડલી રસસરવરપાળ, રાસ રમાડો, મા !

અમો અમૃતતરસ્યાં હંસલાં, રાસેશ્વરી મા !
તમો અમૃતરસની ખાણ, રાસ રમાડો, મા !

તમ અાંખડલીએ અમી ઝરે, રાસેશ્વરી મા !
દ્યો અમૃતનેહનાં દાન, રાસ રમાડો, મા !

તમ પગલે પગલે ફૂલડાં, રાસેશ્વરી મા !
ફૂલડે ફૂલડે હરિનામ, રાસ રમાડો, મા !

મહામાયા કેરી બંસરી, રાસેશ્વરી મા !
શી રસશૂર ને સુખધામ ! રાસ રમાડો, મા !

શાં ત્રણે ભુવન ડોલી રહ્યાં ! રાસેશ્વરી મા !
નચવે શકિત બ્રહ્માંડ, રાસ રમાડો, મા !

મૂલજી દુર્લભજી વેદ



## ૮૯. સમ્ભારણાં

(ઢાળ : મલ્હારરાવ શહેરનો સૂબો ક્યારે આવશે રે ?)

૧

કેવડિયે ગૂંથી છાબડી રે ;
છાબડિયે છલકાતાં ફૂલ રે, માળીડા !
એક જ ફૂલનું માગણું રે :
પિયુ વસ્યા પરદેશમાં રે ,
વ્હાલમને વ્હાલાં બકુલ રે, માળીડા !
સ્નેહલ દે સમ્ભારણું રે .

૨

માણેકડારીને માંડવે રે,
અમૃતના વરસાદ રે, ચાંદલિયા!
એક જ બિન્દુનું માગણું રે:
પિયુ વસ્યા પરદેશમાં રે,
અધરસુધાને પ્રસાદ રે, ચાંદલિયા!
સ્નેહલ દે સમ્ભારણું રે.

૩

કોકિલા વસન્તકુંજમાં રે,
પૂરતી પંચમ સૂર રે, ઋતુરાણી!
એક જ ગીતનું માગણું રે:
પિયુ વસ્યા પરદેશમાં રે,
સંગીત એનાં મધુર રે, ઋતુરાણી!
સ્નેહલ દે સમ્ભારણું રે.

૪

ધરતી ઉન્હાળે ધીકતી રે;
શીતળ ત્હારે સમીર રે, મહેરામણ!
એક જ લહરીનું માગણું રે:
પિયુ વસ્યા પરદેશમાં રે,
હૈયાની હૂંફે લગીર રે, મહેરામણ!
સ્નેહલ દે સમ્ભારણું રે.

૫

ભાદર ભર-પૂર ગાજતો રે,
ચપળા કરે ચમકાર રે, મેઘલ મીઠા!
એક જ જ્યોતિનું માગણું રે:

પિયુ વસ્યા પરદેશમાં રે,
ગૂંથવા દગેદગ તાર રે, મેઘલ હો!
સ્નેહલ દે સમ્ભારણું રે.

૬

ફૂલડાંએ છલકાતી છાબડી રે,
સ્મરણોએ છલકાતું ઉર રે, સાહેલડી!
છલકાતાં નિંદર સોણલાં રે:
સ્મરણે જ સંયોગ સાંપડે રે,
દિલનો દિલાવર દૂર રે, સાહેલડી!
દર્શન વિણ દિન દોહ્યલા રે!

કેશવ હ. શેઠ

## ૯૦. વી જ ળી

( ઢાળ: મલ્હારરાવ શાહેરનો સૂબો ક્યહારે આવશે રે ? )

આભની લાડલી કન્યકા રે!
આવડા શા રૂપ ઝબકાર રે? વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે?

ઉભી અમરની અટારિયે રે,
દે છે ઝૂકાવી જગપાર રે, વીજલડી! કોનાં૦

વનની ઘટા શાં વાદળે રે,
હીંચે આ ત્હારા હિંડોળ રે, વીજલડી! કોનાં૦

આંજે જગતની આંખડી રે,
ઉચા ત્હારા [illegible] વીજલડી! કોનાં૦

ઉઘડે અજબ અંગવેલડી રે,
    ઉઘડે અજબ તુજ રૂપ રે, વીજલડી! કોનાં૦
ઉભર્યાં શા આભને અંતરે રે,
    જાણે કો’ જ્યોતિના કૂપ રે, વીજલડી! કોનાં૦
આભલે આભલે ઉડતી રે,
    વીંધે ત્હારી તું રસવાટ રે, વીજલડી! કોનાં૦
ફેંકે શાં બાણ તુજ મોહનાં રે,
    ઉતરે ન કો ઉચ્ચાટ રે! વીજલડી! કોનાં૦
એકાકી આભને ગોખલે રે,
    ત્હારા શા વહ્નિના વિલાસ રે! વીજલડી! કોનાં૦
ભયથી જગત ભડકાવતું રે,
    ઉતરે ત્હારૂં અટ્ટહાસ્ય રે, વીજલડી! કોનાં૦
મેહુલિયો માંડે મોરચા રે,
    વીંધી કૂદે તું ત્હેને શિર રે, વીજલડી! કોનાં૦
પલકી પતંગિયું પળે પળે રે,
    એવી ઉડાડે તું અધીર રે, વીજલડી! કોનાં૦
મસ્તીલી વ્યોમની પંખિણી રે,
    આંખડિયે ભરી કશી જ્વાળ રે! વીજલડી! કોનાં૦
દિલને દઝાડી હાસવું રે,
    એવા શા આગના ઉછાળ રે? વીજલડી! કોનાં૦
દેવડિયા જેવી ધારીલી રે,
    ઝાલશે કોણ ત્હારી પાંખ રે? વીજલડી! કોનાં૦
તેજીલો કંથ કોણ આવશે રે?
    લાજે લપાશે કેવી આંખ રે? વીજલડી! કોનાં૦

અ. ફ. ખબરદાર

## ૯૧. જોગીરાજ

( ઢાળ: વેણી ગૂંથી ને મંહી ફૂલ હું તો ભૂલી,
ભૂલ્યું ભૂલાય કેમ એમ? અલબેલડી ! )

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને;
પુરાતન ભારતને ચોક: અલબેલડી !
જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોક: અલબેલડી ! જોયા૦

કરણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મબોલ: અલબેલડી !
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને,
તપતા ત્રિખંડ રવિ તોલ: અલબેલડી ! જોયા૦

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેનાં ઉર: અલબેલડી !
નિરખ્યા, એ પરખ્યા મુજદેશ જોગીરાજને,
નયણે જેને વીજ–નૂર: અલબેલડી ! જોયા૦

દીઠા, સખિ ! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધ શા વિશુદ્ધ દયારે'મ: અલબેલડી !
જાણ્યા મન માન્યા તપ–સિદ્ધ જોગીરાજને,
જીવને ગૂંથેલ કૃષ્ણપ્રેમ: 'અલબેલડી ! જોયા૦

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ: અલબેલડી !
શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનક શા સંન્યાસ: અલબેલડી ! જોયા૦

જીવને જડેલ, સખિ ! એક જોગીરાજને;
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીર: અલબેલડી !

મર્ત્યપુરીમાં અમર એક જોગીરાજ એ,
સત્યે હરિશ્ચન્દ્ર-વીર : અલબેલડી! જોયા૦

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણ શા વિશુદ્ધ : અલબેલડી!
ધર્મે ધેનુ શા નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહણ પીધ દૂધ : અલબેલડી! જોયા૦

શાને પૂજશું સખિ! જન્મ-જોગીરાજને?
ધોળ્યાં કુંકુમ કનકથાળ : અલબેલડી!
શાને વધાવશું એ વિશ્વ-જોગીરાજને?-
ગૂંથી નભતારકની માળ : અલબેલડી! જોયા૦

જોગી પરભોગી લૂખાં ભૂપણે નારાજ છે,
જોગીને વ્હાલો જીવનભોગ : અલબેલડી!
મુક્તિને પન્થ મળ્યા એક ગાંધીરાજ એ,
માનવઉરમન્દિરને ચોક : અલબેલડી!
જોયા બ્રહ્માન્ડ ઘૂમી એક જોગીરાજ એ.

કેશવ હ. શેઠ



## ૯૨. રંગ હું તો ભૂલી!

(ઢાળ : જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને)

સાથિયો પૂર્યો ને મહીં રંગ હું તો ભૂલી;
ભૂલ્યું ભૂલાય કેમ એમ? અલબેલડી! સાથિયો૦

બાગમાં ગુલાબ એક ખીલી રહ્યો'તો;
જોયું મહીં એક રૂપ, અલબેલડી! સાથિયો૦

ઊંચે આકાશ એક ખરતાં તારલીઓ ;
 દીઠી મહીં એક આંખ, અલબેલડી ! સાથિયો૦

આવ્યો આકાશ નવચન્દ્રમા ઊગીને ;
 દીઠું મહીં એક મુખ, અલબેલડી ! સાથિયો૦

કોયલડીએ આમ્રકુંજ કંઇ ગાયું ;
 સુણ્યો મહીં એક બોલ, અલબેલડી ! સાથિયો૦

અંગુલિના સ્પર્શ સમાં ફૂલડાં અડયાં અંગ ;
 નાઠી હું ઓરડે એકાન્ત, અલબેલડી ! સાથિયો૦

**જનાર્દન પ્રભાસ્કર**



## ૯૩. દેવ–દેશનું સોણલું

( ઢાળ : જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને )

લાધ્યું સુહાગી દેવ–દેશ કેરૂં સોણલું ,
 જાગ્યું મનવીણાનું ગાનઃ અલબેલડી !
ઝળહળતી તેજરાશિ આંજતી'તી આંખડી ,
 દીઠું ત્યાં ભારતીનું સ્થાન : અલબેલડી ! લાધ્યું૦

શાન્તિની છાયા શું શરીરવસ્ત્ર શોભતું ,
 કાન્તિછાયા શી કંઠ ઝાલ : અલબેલડી ! લાધ્યું૦

શિર 'સ્વરાજ્ય' મુકુટમણિ મૌક્તિકનો શોભતો ,
 'મુક્તિ' એ શબ્દ લખ્યો ભાલ : અલબેલડી ! લાધ્યું૦

વ્યોમ વૃષ્ટિ કરે વેરી પુષ્પ દિવ્ય દેશનાં ,
 ગુંજે આશિષ મંત્ર સૂર : અલબેલડી ! લાધ્યું૦

ફરફરતી 'ઐક્ય' કેરી ધ્વજા વાયુવેગમાં,
વહેતું ત્યાં મુખસ્રોત-પૂર : અલબેલડી! લાખ્યું૦

ઉભય પાસ ભારતીની જોયા મ્હેં પુત્ર બે,
હિન્દુ-મુસલમાન ભાઇ : અલબેલડી! લાખ્યું૦

સ્મરણપટથી ખસે નહિ સ્વપ્ન, સખિ! હોણલું;
માનું એ સ્વપ્નને વધાઇ : અલબેલડી! લાખ્યું૦

ચાંપશી વિ. ઉદ્દેશી



## ૯૪. અલખની જોગણ

( ઢાળ : ઓધવજી! સન્દેશો કહેજો શ્યામને )

વાંસલડીએ ઘેલી રાધાને કરી,
મધુરી વાગે, પણ નવ દીસે ક્હાન જો! વાંસલડી૦

વાંસલડી કહે, સુણ, ઓ રાધા બ્હાવરી!
અલખમુખ ચ્હડી કરૂં છું હું લખગાન જો! વાંસલડી૦

અલખપ્રીતડી જગાડું તુજ હઈડા વિષે,
અલખ ક્હાનની વનમાં ન જડે વાટ જો! વાંસલડી૦

અલખની જોગણ! અલખ જોગ ધરી જાગજે,
જગવ અલખરતિ જમુનાજીને ઘાટ જો! વાંસલડી૦

ગો. મા. ત્રિપાઠી



## ૯૫. મહેમાનોને પ્રાર્થના

( ઢાળ : ઓધવજી ! સન્દેશો કહેજો શ્યામને )

મહેમાનો ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો ;
કરજો માફ હજારો પામર પાપ, જે
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો. મહેમાનો૦

ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે,
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્યપ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી,
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો. મહેમાનો૦

મણિશંકર ર. ભટ્ટ



## ૯૬ કલાપીને સંબોધન

( ઢાળ : ઓધવજી ! સન્દેશો કહેજો શ્યામને )

સુરતાની વાડીના મીઠા મોરલા !
ઉછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો !
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા ;
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો ! સુરતાની૦

આંજે ને અજવાળે આંખલડી, સખિ !
અંતર ઉપર ઉઘડે આલમનૂર જો !
હેત હૈયાનાં વહતી વાજે વાંસળી,
ઉંડે સ્વર આકાશે અંદર દૂર જો ! સુરતાની૦

નંદનવનના પ્રાસાદોની ટોચથી
ગાજે શી ઉભરાય જો !

સુરભીઓની સાથે સંસારે સરી,
અંતદ્વારે ગીતા શી અથડાય જો ! સુરતાની૦

" તત્સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહિ "
ગાયત્રીનો જૂનો ભેદક મંત્ર જો !
આજે અન્ય પ્રકારે આ માથું નમે,
નમતો સાથે આત્માનો એ તંત્ર જો ! સુરતાની૦

મણિશંકર ર. ભટ્ટ



## ૯૭. વ્હાલાંને આમંત્રણ

( ઢાળ : ઓધવજી ! સન્દેશો કહેજો શ્યામને )

આવો–આવો, વ્હાલાં ! સાથે ઉડિયે,
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસ જો;
ઊંચા ઊંચા તેજોમય આકાશ છે,
ઊંચા ઊંચા આત્માના અભિલાષ જો. આવો૦

એકલવાયાં ઉડવું મુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઊણાં ઊણાં સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહીજન ના સાથે ભોગવનાર જો. આવો૦

મ્હારાં છો, ને રહેશો મ્હારાં સર્વદા;
બાંધ્યા પ્રભુએ સ્નેહ ભર્યા સંબંધ જો:
વિધિનિર્મ્યા સંબંધો કરવા સાર્થ કાં
સંચરિયે ના સાથે વ્યોમ અનન્ત જો ? આવો૦

ચંદ્રશંકર ન. પંડ્યા

## ૯૮. વ્યોમવિહાર

(ઢાળ: ઓધવજી! સંદેશો કહેજો શ્યામને)

વ્હાલા! ચાલો કરિયે વ્યોમવિહાર જો!
બીજચન્દ્રનું કરી અનેરૂં હોડલું,
ધૂમકેતુનું લઇ હલેસું હાથ જો!
રસનાવિક થજો, પ્રિયતમ! ત્હેમાં ત્હમે,
ધ્રુવતારક પ્રતિ ધપશું આપણ સાથ જો! વ્હાલા!

(૨)

આભ તણાં ઊંડાં ઊંડાણો ચીરીને
માર્ગ ક્રમન્તાં વીજ બતાવે વાટ જો!
ગ્રહમંડળના જૂદા જૂદા ગોળનાં,
પરિક્રમણના સુણશું મંજુલ નાદ જો! વ્હાલા!

(૩)

રસસૂના સંસાર તણાં સુખદુઃખને,
ભૂલી, લઇશું દેવદીધા આનન્દ જો!
જગજૂના છોડીને મનુ-સમાજને,
આપણ ધરીશું કૈં કૈં સ્વર્ગીય સ્વાંગ જો! વ્હાલા!

(૪)

ઘડીક મંગળ કેરા ગ્રહ પર ઉતરી,
નિહાળશું નભતારલીઓના રાસ જો!
ગુર્જરભૂમિની નીલમલીલી કુંજના,
રસિક વિહારી કવિ! મુજ એ અભિલાષ જો! વ્હાલા!

જનાર્દન પ્રભાસ્કર



## ૯૯. આવેલ આશાભર્યાં રે

( ઢાળ : સ્નેહધામ સૂનાં સૂનાં રે )

આશાભર્યાં તે અમે આવિયાં,
ને મ્હારે વ્હાલે રમાડ્યા રાસ રે :
આવેલ આશાભર્યાં રે.

શરદપુનમની રાતડી, ને
કાંઇ ચંદ્રિ ચ્હડ્યો આકાશ રે : આવેલ૦

વૃંદા તે વનના ચોકમાં
કાંઇ નાચે નટવરલાલ રે : આવેલ૦

વ્હાલે વગાડી રંગવાંસળી, ને
કાંઇ સુણી તર્યાં સહુ લોક રે : આવેલ૦

જતાં ને વળતાં થંભિયાં
ઓલ્યાં નદીઓ કેરાં નીર રે : આવેલ૦

અષ્ટકુળ પર્વત ડોલિયા, ને
ઓલ્યા ડોલ્યાં નવકુળ નાગ રે : આવેલ૦

મ્હેતા નરસૈંના સ્વામી શામળા !
સદા રાખો ચરણની પાસ રે : આવેલ૦

❖ નરસિંહ મહેતા

## ૧૦૦. સન્દેશ

( ઢાળ : આવેલ આશા ભર્યાં રે )

ઊંચાં આકાશનાં આંગણાં,
સખિ ! નીચા તે મેઘલ મ્હેલ રે :
આંખડી આંસુભરી રે !

ઊંચે ચન્દા ચળકી રહી,
કંઈ નીચાં ઢળે એનાં નેણ રે: આંખડી૦
ઊંચે ઉરે હું એકલી,
વહે નીચાં નેણાંનાં નીર રે: આંખડી૦
ભીંજે હૈયાનો હીરલો,
મ્હારાં ભીંજાય નવરંગ ચીર રે: આંખડી૦
ચન્દા! ચટકતી ચાલતાં,
જરી સુણજે વિજોગની વાત રે! આંખડી૦
એક સન્દેશડો આપજે,
મ્હારી ઝૂરી મરે જ્યાં માત રે: આંખડી૦
શાં શાં એંધાણે ઓળખું?
કંઈ ઝૂરી મરે છે માય રે: આંખડી૦
રોતાં આંખલડી રાતડી,
એનું હૈયું હીંચોળા ખાય રે: આંખડી૦
ઘૂમી રહે ઘર ઘેલડી,
એને કામ સૂઝે નહીં કાંય રે: આંખડી૦
કાગ ઉડાડતી આંગણે,
એ તો દોડી-દોડી ડોકાય રે: આંખડી૦
ગાય વળાવતી ગોંદરે,
એની એક દિશામાં આંખ રે: આંખડી૦
પન્થી પન્થીને પૂછતી,
એનો એકલડો અભિલાખ રે: આંખડી૦

આજ નાંખ્યું મેં એટલું,
તને વ્હાલી ગણીને વેણ રે :
આંખડી આંસુભરી રે !

દા. ખુ. બોટાદકર



## ૧૦૧. મોંઘાં ગોરસાં

( ઢાળ : આવેલ આશા ભર્યાં રે )

વૃન્દા તે વનને મારગે રે,
તમે જાતાં મહી–વેચણુ કાજ રે :
ગોરસાં માથે ધર્યાં રે !

ઓઢયો કસુમ્બલ સાડલો, ને
કંઠે એકાવળ હાર રે :
રૂપનાં ગોરસ ભર્યાં રે !

કાળી કામણ ત્હારી કીકીયું, ને
વળી કાળાં ભમ્મર ત્હારાં નેણ રે :
આંખમાં જાદૂ ભર્યાં રે !

ટહુકે કોયલડી કુંજમાં, ને બીજો
ટહુકે છે ત્હારો કંઠ રે :
જીભમાં અમૃત ભર્યાં રે !

મોંઘાં ગોરસ ત્હારાં મૂલવો રે,
લઉં સોંઘો, મહિયારી ! ત્હારો માલ રે :
ગોરસાં અમૃત ઠર્યાં રે !

મોંઘાં મૂલાં તે મ્હારાં ગોરસાં રે,
એનો પાડયો નથી લેનાર રે.
ગોરસાં મોંઘાં ર્ક્યાં રે!

હીરામાણેક ને મોતીડાં રે દઉં,
સોનારૂપાના ભંડાર રે:
ધનના ઢગલા ર્ક્યા રે!

મોતીમાણેક ત્હોરાં રાખ રે, ક્હાના!
પથરા બહુ મ્હારે ઘેર રે:
ગોરસાં સોંઘાં નથી રે!

છૈયો હું રાજા નન્દનો, સખિ!
આપું મ્હોંમાગ્યાં મૂલ રે:
ગોરસાં મ્હારાં ર્ક્યાં રે!

એવા મમત હોયે, કા'નુડા! તો
માગું તે વસમું થાય રે:
ગોરસાં મ્હારાં ગયાં રે!

ટહુકે કોયલડી કુંજમાં ને બીજાં
ટહુકે છે રાધા ને ક્હાન રે:
ગોરસાં હૈયે ભર્યાં રે!



સુન્દરમ્

## ૧૦૨. ઊડિયે ઊંચાં ઊંચાં રે!

(ઢાળ: આવેલ આશાભર્યાં રે)

ઊંચા આવાસ અલબેલડા, ને
કૈં ઊંચા ઝરૂખા સોહાગ રે,
ઊડિયે ઊંચાં ઊંચાં રે!

ઊંચાં જીવન રસ–ચેલુડાં, ને
 કે ઊંચા ઊડે શા પરાગ રે : ઊડિયે૦

ઊંચે તગે તેજતારલા, ને
 કે ઊંચે ઊડે શશીરાજ રે : ઊડિયે૦

ઊંચે કલ્લોલે કલ પંખીડાં, ને
 કે ઊંચા જીવન રસ–સાજ રે : ઊડિયે૦

ઊંચાં સરોવર માનસી, ને
 કે ઊંચા શિખર-કૈલાસ રે : ઊડિયે૦

ઊંચા ઊડે ગિરિરાજ શા ને
 કે ઊંચા સદાશિવ વાસ રે : ઊડિયે૦

ઊંચે ઊડે રસ–વીજળી, ને
 કે ઊંચા ઊડે જળ–મેહ રે : ઊડિયે૦

ઊંચા ઊડે દેવ દેવતા, ને
 કે ઊંચા સાહેલીના સ્નેહ રે : ઊડિયે૦

ઊંચા તે ગઢના કાંગરા, ને
 કે ઊંચા ઊડે આકાશ રે : ઊડિયે૦

ઊંચે ઊડે રવિરાજ શા ને
 કે ઊંચે ઉષાના વિલાસ રે : ઊડિયે૦

ઊંચે ઊડે ગ્રહગોળ શા ને
 કે ઊંચાં પ્રભુજીનાં ધામ રે : ઊડિયે૦

ઊંચાં, આવોની, આજ ઊડિયે,
 પ્રિય ! પીયે પ્રભુજી પેગામ રે : ઊડિયે૦

વાસુદેવ શ. સેલત

## ૧૦૩. માનીતીની આંખ

( ઢાળ : આવેલ આશાભર્યાં રે )

મેંદી તે વાવી માળવે,
એનો રંગ ગીયો ગુજરાત રે :
મેંદી રંગ લાગ્યો રે!

નાનો દેરીડો લાડકો, ને
કંઇ લાવ્યો મેંદીનો છોડ રે ; મેંદી૦
વાટી-ઘૂંટીને ભર્યા વાટકા,
ભાભી! રંગો તમારા હાથ રે ; મેંદી૦
હાથ રંગીને, દેરી! શું રે કરૂં?
એનો જોનારો પરદેશ રે ; મેંદી૦
લાખ ટકા આલું રોકડા,
કોઇ જાવ જો દરિયા પાર રે ; મેંદી૦
શોકયના સા'યબાને જઇ એટલું કહેજો,
તારી બેની પરણે, ઘરે આવ્ય રે ; મેંદી૦
બેની પરણે તો ભલે પરણે,
એની ઝાઝા દી રોકજો જાન રે ; મેંદી૦
શોકયના સા'યબાને જઇ એટલું કે'જો,
તારો વીરો પરણે, ઘરે આવ્ય રે; મેંદી૦
વીરો પરણે તો ભલે પરણે,
એની જાડેરી જોડજો જાન રે ; મેંદી૦
શોકયના સા'યબાને જઇ એટલું કે'જો,
તારી માડી મરે, ઘરે આવ્ય રે ; મેંદી૦

માડી મરે તો ભલે મરે,
એને બાળજો ઓરડી હેઠ રે; મેંદી૦

શોક્યના સા'યબાને જઇ એટલું કે'જો,
તારી માનીતીની ઉડી આંખ રે; મેંદી૦

હાલો, સિપાઇઓ! હાલો, ભાઇબંધીઓ!
હવે હલકે બાંધો હથિયાર રે; મેંદી૦

રઢિયાળી રાત



## ૧૦૪. અંજલિ ફૂલડે ભરી રે

( ઢાળ: આવેલ આશાભર્યાં રે )

ખીલી લીલી ફૂલવાડીએ રે,
મ્હોરી કલિકાઓ વીણી મધુર રે,
અંજલિ ફૂલડે ભરી રે.

અંજલિનાં એક એક ફૂલડે રે,
ઉર ફૂટે આશાના અંકુર રે: અંજલિ૦

ફૂલડાંની એક એક પાંખડી રે,
સખિ! સિંચે નવરંગી નૂર રે: અંજલિ૦

ન્હાતાં એ નૂરને ન્હાવણે રે,
એક ભીંજ્યું અણખોટેલ ઉર રે: અંજલિ૦

ઉરના સરોવર કાંઠડે રે,
સ્નેહ–સૌન્દર્યનાં વહે પૂર રે: અંજલિ૦

એ રે અમૃત એને પૂજવાં રે,
ઝીલી જીરવે જેને સતી–સુર રે: અંજલિ૦

પૂજારણ સંચરી મન્દિરે રે,
લાજ લોકડિયાંની કરી દૂર રે : અંજલિ૦

આવ્યો ત્યહાં ભૃંગ કોક ઉડતો રે,
દિલ વીંધ્યાં, દીધો ડંખ ક્રૂર રે ! અંજલિ૦

વેરાણાં નવરંગ ફૂલડાં રે,
સખિ ! વીલાણા ઉગતા અંકુર રે !
દિલની દિલડે ઠરી રે ! !

કેશવ હ. શેઠ



## ૧૦૫. રણવાટ શોભી રહી રે

( ઢાળ : આવેલ આશાભર્યાં રે )

જાઓ–સિધાવો, મ્હારા વ્હાલમા !
જ્યાં દીસે શૂરવીરોના ધાટ રે;
રણવાટ શોભી રહી રે !

વાજે નગારાં કાંઈ શૌર્યનાં,
ત્યાં ઘોરે ક્ષત્રિય શંખનાદ રે; રણવાટ૦

ધ્રૂજે ધરા, ધ્રૂજે આભ, ને
કાંઇ ધ્રૂજે દશે દિક્પાળ રે; રણવાટ૦

હણહણતી રણઘોડલી, ને
ડોલે હાથીડા સંગ્રામ રે; રણવાટ૦

ગાયે ચારણભાટ ગીતડાં,
જ્યાં રગરગ જાગે શૌર્ય રે; રણવાટ૦

વાગે છે હાક જ્યાં વીરની,
જ્યાં આવે શૂરાતનપૂર રે; રણવાટ૦

રાણીજાયા જઇ યુદ્ધમાં
કાંઇ દીપાવે માતાનું નર રે; રણવાટ૦

થાઓ વિજય-જય સ્વામીનો,
એ જ માળા જપું દીન-રાત રે; રણવાટ૦

થનગન થનગન નાચતી,
જૂઓ, ઘોડલી બની અધીર રે; રણવાટ૦

આજે આનંદ મ્હારે આંગણે,
પિયુ રણમાં રમવા જાય રે; રણવાટ૦

ગોકુળદાસ દ્વા. રાયચુરા



## ૧૦૬. કાનુડો કામણગારો

કાનુડો કામણગારો રે, સાહેલી ! આ તો કાનુડો કામણગારો રે !

કાનુડો કામણગારો, રસભર્યો ને રૂપાળો ;
આ શું આંખલડીનો ચાળો રે ! સાહેલી !

રંગે રાતો, મદ માતો, વાંસળીમાં ગીતો ગાતો ;
નયણાંશું કરે વાતો રે ! સાહેલી !

ભરવા હું ગઇ પાણી, પ્રેમપીડા ભરી આણી ;
ઘેલી થઇ આવી, શાણી રે ! સાહેલી !

ત્હેં કહ્યું તે મ્હેં ન માન્યું, આજે મ્હારી જાતે જાણ્યું ;
આવડું મ્હેં ન્હોતું જાણ્યું રે. સાહેલી !

બ્હેનિ ! ત્હારે પાય લાગું, કાના વિના ઘેલું લાગ્યું ;
દયાનો પ્રીતમ માગું રે. સાહેલી !

દયારામ



## ૧૦૭. અ ભા નો મિ

( ઢાળ: કાનુડો કામણગારો રે, સાહેલી ! )

ગગને આજ પ્રેમની ઝલક છાઇ રે.
પૃથ્વી રહી છવાઇ, પરવતો રહ્યા નાહી;
સચરાચરે ભરાઇ રે. ગગને૦

ભૂત ને ભવિષ્ય ગયા, વર્તમાન સર્વે થયા;
એકમાં અનેક રહ્યાં રે. ગગને૦

કીડીથી કુંજર સુધી ગળી ભેદ બુદ્ધિ ઊંધી;
વાટડી અભેદ સુધી રે. ગગને૦

વાદ ને વિવાદ ગળ્યા, ઝેર વિખવાદ ટળ્યાં;
જૂદા સહુ ભેગા મળ્યા રે. ગગને૦

વ્રત જોગ તપ સેવા, જૂઠા છે પ્રસાદ મેવા;
પંડિતો વેદાંતી તેવા રે. ગગને૦

ધન્ય ભાગ્ય તેનાં જેણે પ્રેમ પી નિહાળ્યો નેણે;
સુખને શું કહેશે વેણે રે? ગગને૦

સાંભળશે-કોણ કે'શે ? શા થકી વખાણી લેશે ?
ન કહ્યે કે'વાઇ રે'શે રે. ગગને૦

પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે. ગગને૦

મણિલાલ નભુભાઇ

# ૧૦૮. નીંદરભરી

( ઢાળ : નીંદરભરી રે ગુલાલે ભરી, આજ મોરી અંખિયાં નીંદરભરી રે )

નીંદરભરી રે ગુલાલે ભરી,
બ્હેનીબાની આંખડી નીંદરભરી રે !

નીંદરને દેશ બ્હેની નત્ય નત્ય જાતાં,
અંકાશી હીંચકાની હોડી કરી : બ્હેનીબાની૦

દોરી તાણીને વીર મારે હલેસાં,
હાલાં વાયાં ને હોડી વેગે ચ્હડી : બ્હેનીબાની૦

નીંદર બેઠી છે નીલ સમદરના બેટમાં,
કેસરિયાં દૂધના કટોરા ધરી : બ્હેનીબાની૦

નીંદરનો બાગ કાંઇ લૂંબે ને ઝૂંબે,
ફળીઓ નીતારીને કચોળી ભરી : બ્હેનીબાની૦

સીંચ્યાં એ તેલ મારી બ્હેનીને માથડે,
નાવણ દેતી રે ચાર દરિયાપરી : બ્હેનીબાની૦

છીપોની વેલડીને જોડયા જળઘોડલા,
બેસીને બ્હેન જાય મુસાફરી : બ્હેનીબાની૦

સાતે સિંધુને તીર સફરો રે કીધી,
સૂરજ ઉગ્યો ને બ્હેન આવ્યાં ફરી : બ્હેનીબાની૦

ઝવેરચન્દ મેઘાણી



## ૧૦૯. ચાં દ ની

( ઢાળ : નીંદરભરી રે ગુલાલે ભરી, આજ મોરી અંખિયાં નીંદરભરી રે )

દૂ ધે ભ રી રે રૂ પે થી ભ રી,
આજ બધી પૃથ્વી દૂધે ભરી.

આકાશે, બ્હેન! કેવો ખીલ્યો છે ચંદ્રમા!
તારૂં જ મુખ એમાં આવે તરી: આજ બધી૦

વાદળપરીનો સાથ રમવાને નીસર્યો,
પાલવડે દુનિયા ઉજળી કરી: આજ બધી૦

માતાના હેત સમી મીઠી શી ચાંદની!
ઝીલું ઝીલું ને તો ય જાતી સરી: આજ બધી૦

હસતી રસબસતી કૂદંતી ને નાચતી,
આવે એકેલી જાય મનડાં હરી: આજ બધી૦

દિવસો ન હોત, સખિ! રૂપેરી રાત બધી!
કૂદડી ફરવાની મોજ આવત ખરી! આજ બધી૦

આવોને, બ્હેની! રાસ રમિયે રસાળ કંઇ,
ઝાંઝર ઝણકાવિયે નગરી ભરી: આજ બધી૦

પોઢું પથારિયે તો ચાદર આ ચાંદની,
જાગું તો જાય ક્યહાં છાની સરી? આજ બધી૦

વ્રજલાલ શાહ

❦

વર્ષાની એક બ્હેન ચાંદની રે લોલ ;
ચાંદનીએ ચંદ્રકિરણહાર જો : વર્ષા૦

વર્ષાની એક બ્હેન વેલડી રે લોલ ;
વેલડીએ ફૂલમઝુભાર જો : વર્ષા૦

વર્ષાની એક બ્હેન ઢેલડી રે લોલ ;
ઢેલડીએ પ્રેમવ્રતવિહાર જો : વર્ષા૦

વર્ષાની એક બ્હેન રુકિમણી રે લોલ ;
રુકિમણી તે રૂપનો અંબાર જો : વર્ષા૦

દેશળજી પરમાર



## ૧૧૨. પરબ્રહ્મનો વિલાસ

( ઢાળ : ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ )

સિન્ધુનાં સલીલ નીર નર્તતાં રે લોલ ;
નર્તનમાં બ્રહ્મ કેરા નાચ, બ્હેન !
વિશ્વ આ વિલાસ પરબ્રહ્મનો રે લોલ.

આભમાં અનન્ત ગોળ ખેલતા રે લોલ ;
ખેલનમાં બ્રહ્મ કેરા ખેલ, બ્હેન ! વિશ્વ૦

સર્જનની ગેંદ શી ઉછાળતો રે લોલ ;
કરમાં ગ્રહી કાળ કેરો દંડ, બ્હેન ! વિશ્વ૦

આપણે ય ખેલમાં અણુ સમાં રે લોલ ;
નાચિયે અનન્ત; શું સુભાગ્ય ? બ્હેન ! વિશ્વ૦

સુંદરજી ગો. બેટાઈ



## ૧૧૩. ભ મ રો

( ઢાળ : ખમ્મા ! વીરાને જઈ વારણે રે લોલ )

ત્હારા ભમરાને જરી વારજે રે, બ્હેન !
મને રાતદિન રહે છે સતાવતો રે, બ્હેન ! ત્હારા૦

તાજાં પૂજાનાં વીણું ફૂલડાં રે, બ્હેન !
સૂંઘી–ચાખી કરે છે અળઝાં રે, બ્હેન ! ત્હારા૦

એ ગાતાં ગુંજી ગૂંચવાવતો રે, બ્હેન !
ભમી વાંસે ઘણેરી- ગભરાવતો રે, બ્હેન ! ત્હારા૦

જો સૂતાં અંબોડલો છૂટી જતો રે, બ્હેન !
તો વાળે ભરાઈ છૂપી બેસતો રે, બ્હેન ! ત્હારા૦

ફૂલ ફેંકું તો ઘા ચૂકાવતો રે, બ્હેન !
જાઉં ઝાલવા તો ઝટ છટકી જતો રે, બ્હેન ! ત્હારા૦

દેશળજી પરમાર



## ૧૧૪. સૌ ભા ગ્ય ફ ળ

( ઢાળ : ખમ્મા ! વીરાને જઈ વારણે રે લોલ )

સજનિ ! સૌભાગ્યફળ વધાવિયે રે લોલ !
શ્રીળી કુંકુમ કનકથાળ જો :
જીવનનો ધન્ય લ્હાવ લીજીએ રે લોલ !

ખીલે બગીચે રસિક ફૂલડાં રે લોલ !
ભુવને ખીલે રસબાલ જો : સજનિ !

ભાનુ તપે છે નભોમંડળે રે લોલ !
ભુવને તપંત તેજબાલ જો : સજનિ !

દેવો પૂજાય દેવમન્દિરે રે લોલ!
ભુવને પૂજાય દેવબાલ જો: સજનિ!
રજનીમાં દીપજ્યોત ઉજળી રે લોલ!
સૂના ભવકુલે દીપબાલ જો: સજનિ!
આશાભરેલ સ્નેહદંપતી રે લોલ!
સંસારે સ્નેહભર્યાં બાલ જો;
વિભુની એ વિભૂતિ વધાવિયે રે લોલ!

કેશવ હ. શેઠ



## ૧૧૫. વીર

( ઢાળ : ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ )

માનસરે રાજહંસ ખીલતા રે લોલ;
ગૃહમાં ખીલે છે મ્હારો વીર જો:
ખમ્મા! વીરાનાં લઉં મીઠડાં રે લોલ.

સૂરજ ને સોમ જગતઆંખડી રે લોલ;
મહિયરની આંખ મ્હારો વીર જો! ખમ્મા!
જીવનઆધાર વાયુ વિશ્વનો રે લોલ;
પિયરની પાંખ મ્હારો વીર જો! ખમ્મા!
પીયૂષે પર્જન્ય ભૂમિ ભીંજવે રે લોલ;
ઘરમાં અમીધાર મ્હારો વીર જો! ખમ્મા!
વાટિકા વિરાજે ફૂલફોરમે રે લોલ;
ગૃહની સુવાસ મ્હારો વીર જો! ખમ્મા!

અનુપમ, અજોડ, અલબેલડો રે લોલ ;
જગમાં લાખેણો મ્હારો વીર જો ! ખમ્મા !

ચન્દ્રકાન્ત મં. ઓઝા



## ૧૧૬. વેરણ વાંસલડી

( ઢાળ : સુણો, ઓધવજી ! પ્રેમ તણો પંથ અગમ, ત્હમે શું જાણો ? )

**વ્રજનારી :**

ઓ વાંસલડી ! વેરણ થઇ લાગી રે ! વ્રજની નારને ;
શું શોર કરે ? જાતલડી ત્હારી તું મન વિચારને.

તું તો જંગલ કાષ્ટ તણો કટકો ;
રંગરસિયે દીધો રંગચટકો ;
અલી ! તે પર આવડો શો લટકો ? ઓ વાંસલડી !

તને કા'નકુંવર કરમાં રાખે ;
તું અધર તણો રસ નિત ચાખે ;
તું તો અમને દુઃખડાં બહુ દાખે. ઓ વાંસલડી !

તું તો મોહનના મુખ પર મ્હાલે ;
તુજ વિના નાથને નવ ચાલે ;
તું તો શોક્ય થઈ અમને સાલે. ઓ વાંસલડી !

ત્હને હરિએ હાથ ગ્રહી લીધી ;
ત્હને સૌમાં શિરોમણિ કીધી ;
ક્ષણ મુખથી નવ મૂકે વીલી. ઓ વાંસલડી !

હું તુજને આવી નવ જાણતી ;
નહિ તો તુજ પર મહેર ન આણતી ;
તારાં ડાળ મૂળ સાહીને તાણતી. ઓ વાંસલડી !

દયાના પ્રીતમને પૂરણ પ્યારી;
ત્હને અળગી નવ મૂકે ન્યારી;
ત્હારો ભેદ ગુણ દિસે ભારી. ઓ વાંસલડી!

દયારામ



## ૧૧૭. ઓ જશોદાજી!

( ઢાળ : ઓ વાસલડી! વેરણ થઇ લાગી રે! વ્રજની નારને )

ઓ જશોદાજી! એવડો લાડકવાયો લાલ ન કીજીયે.
રે! ક્યહાં સુધી સુતનાં ચોરચરિત્ર જોઇને રીઝિયે?

વ્હાલે કૌતુક કીધું મન્દિરમાં;
એક માખણપિંડ લીધો કરમાં;
એણે માંકડલાં ઘાલ્યાં ઘરમાં. ઓ જશોદાજી!

વ્હાલો સંતાડયાં શોધી ક્હાડે;
હોય ઊંચાં પણ હેઠાં પાડે;
એ તો ખાય ખવરાવે વણસાડે. ઓ જશોદાજી!

વ્હાલો સૂતાં બાળકનાં અંગ મોડે;
મ્હારાં બાંધ્યાં વાછરૂ છોડી મેલે;
દહીં દૂધ તણી રંજાડ કરે. ઓ જશોદાજી!

દયાના પ્રીતમ સ્વામી રસિયા;
ક્હાન ગોરસ પર આવે ધસિયા;
ધન્ય ભાગ્ય અમારૂં વ્રજમાં વસિયાં. ઓ જશોદાજી!

દયારામ



# ૧૧૮. મ ન ભ મ રા!

( ઢાળ : ઓ વાંસલડી ! વેરણ થઇ લાગી રે ! વ્રજની નારને )

હે મનભમરા ! હૃદયકમળમાં પેસી હરિમય થાને ;
ભવ મૃત્યુ જરા જન્માદિ ભયથી તું સહજ ટળી જાને . હે મન૦

જોઇ ભવાટવિ તું ભૂલ્યો છે ;
તનવૃક્ષ સરસ ગણી ફૂલ્યો છે ;
થઇ લુબ્ધ વિપરસે ડૂલ્યો છે. હે મન૦

ઇચ્છા અનુપમ રસની ધારે ;
તો આવ સુજનતરુને ક્યારે ;
જે સિંચાયાં છે બ્રહ્મજળધારે. હે મન૦

તે તરુફળ-શબ્દ સરસ જોજે ;
અનુભવી સર્વે સંશય ખોજે ;
અર્થરસસ્વાદે તું સદા મ્હોજે. હે મન૦

તે અમૃતરસને નિત્ય ચાખી ;
તું તૃપ્ત થજે સ્થિરતા રાખી ;
ના અન્ય સુખે કિંચિત્ ભાખી. હે મન૦

તને ગંધ તણી અતિશય ભૂખ છે ;
તે હૃદયકમળમાં સૌ સુખ છે ;
તુજ ઘર સન્મુખ જોતું મુખ છે. હે મન૦

સુખપૂર્વક કમળ વિષે રહેજે ;
ત્યહાં વિરમી સુગંધ સદા લેજે ;
થઇ અમર નૃસિંહને આ કહેજે. હે મન૦

શ્રી નરસિંહાચાર્ય

## ૧૧૯. બીજું બોલ મા

ઢાળ : પ્રેમની, પ્રેમની, પ્રેમની રે !
મ્હને લાગી કટારી પ્રેમની.)

રાધા–કૃષ્ણ વિના બીજું બોલ મા ;
બોલ મા, બોલ મા, બોલ મા રે. રાધા–કૃષ્ણ૦

સાકર–શેરડીનો સ્વાદ તજીને
કડવો લીમડો ઘોળ મા રે. રાધા–કૃષ્ણ૦

ચાંદા–સૂરજનું તેજ તજીને
આગિયા સંગાથે પ્રીત જોડ મા રે. રાધા–કૃષ્ણ૦

હીરા રે માણેક ઝવેર તજીને
કથીર સંગાથે મણિ તોળ મા રે. રાધા–કૃષ્ણ૦

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
શરીર આપ્યું સમતોલમાં રે. રાધા–કૃષ્ણ૦

**મીરાંબાઇ**



## ૧૨૦. રસભર દગ

( ઢાળ : રાધા–કૃષ્ણ વિના બીજું બોલ મા )

દગ રસભર મોરે દિલ છાઇ રહી ;
છાઇ રહી છલકાઈ રહી : દગ૦

આંખ ઝપટ નિદ્રા નવ કાંઇ,
પલક પલટ અણખાઇ રહી : દગ૦

પૂર્ણ ભરી મદ મંદ વિલાસિની
નવીન સુધા વરસાવી રહી : દગ૦

દુઃખી સુખી વળી વિધવિધ રંગી
ખલક સુરંગ મચાવી રહી: દગ૦
ભીતર બાહેર, ઉપર નીચે,
મણિમય મોદ મચાવી રહી: દગ૦

મણિલાલ નભુભાઇ



## ૧૨૧. શામળો ઘરેણું સાચું રે

( ઢાળ : ક્‌ય્હાં ગયો રે પેલો મોરલીવાળો, અમારા ઘૂંઘટ ખોલી રે ? )

મુજ અબળાને મોટી મીરાંત, બાઇ ! શામળો ઘરેણું મ્હારે સાચું રે.

વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મ્હારે હઇયે રે ;
ચિત્ત માળા, ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયે રે ? મુજ૦

ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે ;
વિંછુવા ઘૂઘરા રામનારાયણના, અણવટ અંતરજામી રે. મુજ૦

પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે ;
કૂંચી કરાવું કરુણાનંદ કેરી, ત્હેમાં ઘરેણું મ્હારૂં ઘાલું રે. મુજ૦

સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે ;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર હરિને ચરણે જાચું રે. મુજ૦

મીરાંબાઇ



## ૧૨૨. સખીને આમંત્રણ

( ઢાળ : મુજ અબળાને મોટી મીરાંત, બાઈ ! )

ચાલોને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇશું રે !
પુણ્યસલિલઅવગાહનથી, સખિ ! અંતર પાવન થઇશું રે !

**સાખી :** પ્રભુના ગિરિથી અવતરે શાંત સદાશિવ નીર ;
શમવે મનકુલતાપને છાયા તરુવર તીર !
શીતલ સૌમ્ય સુધારસ, સુંદરિ ! રેલી રહ્યો, જઇ લઇએ રે ! ચાલોને૦

**સાખી :** સ્ફટિક વિશદ વરસી રહ્યા સુરસરિતાના ધોધ :
લલિત કરી ક્લાંતાત્મને પ્રેરે પ્રાણ પ્રબોધ !
સાડી સજો, સખિ ! સ્નેહસુરંગી : વારિ પરસ્પર દઇએ રે ! ચાલોને૦

**મણિશંકર ર. ભટ્ટ**



## ૧૨૩. ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ–નમીએ, માત ! અમારી ગુણવંતી ગુજરાત !

મોંઘેરા તુજ મણિમંડપમાં ઝૂકી રહ્યાં અમ શીષ ;
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ ! અમારી૦

મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ ;
રસફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ ! અમારી૦

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરીએ જાત ! અમારી૦

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય ;
દેશ વિદેશ અહોનિશ અંતર એક જ તારી છાંય ! અમારી૦

સર સરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર ;
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર ! અમારી૦

હિંદુ, મુસલમિન, પારસી, સર્વે માત ! અમે તુજ બાળ !
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ ! અમારી૦

ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો કરીએ જય જયકાર ! અમારી૦

અ. ફ઼ે. ખબરદાર



## ૧૨૪. જગવીશું જયકાર

( ઢાળ : ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત ! )

ભરતભૂમિનાં બાળ, અમે તો ભરતભૂમિનાં બાળ :
અમોને કેવળ એ પર વ્હાલ, નિરંતર કેવળ એ પર વ્હાલ. અમે૦

સ્વર્ગ સમી પરભૂમિ સુન્દર ભલે રસમાં રમનાર ;
અમ અન્તરમાં એને તેજે પળભર નહીં ચમકાર. અમે૦

રંક ભલે રહી માત અમારી, તદપિ એ અમ પ્રાણ ;
હૈયાંગેલ સલૂણાં દેતી શીખવી ઉન્નત ગાન. અમે૦

અવર ભૂમિની ભૂરકીમાં નહીં ભારત અમે ભૂલનાર ;
પરમાતાનાં લાડ લૂખેરાં, તે શું દુઃખ દળનાર ? અમે૦

અનેરું વ્રત કંઇ અમે ઉજવીશું, ઝગતા સૂરઝમકાર ;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર. અમે૦

વસન્તવિનોદી



## ૧૨૫. ગાંધીનું ગુજરાત

( ઢાળ : ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત ! )

ગાંધીનું ગુજરાત, ગણાયે ગાંધીનું ગુજરાત.
ગુર્જરદેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત્;
દર્શનથી કંઇ ચેતન પ્રકટે જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ, ભ્રાત ! ગાંધીનું૦

સાબરમતીના સુન્દર તટ પર પ્રગટયું નૂતન પ્રભાત :
મોહન ! તુજ સત્યાગ્રહબંસીસૂર સુણી સહુ જાત
કરે મીઠી ઐક્યની વાત. ગાંધીનું૦

દેશભક્તિ ને રાજભક્તિની સાચેસાચી વાત;
નિર્ભયતા ને સત્ય વચનની દીક્ષા દઇ ત્હેં, તાત !
બનાવ્યું નવું ગુજરાત. ગાંધીનું૦

ગોકુળદાસ દ્વા. રાયચુરા



## ૧૨૬. ડુંગરોમાં બોલે છે મોર

કાળી કાળી વાદળીમાં વીજળી ઝબૂકે;
મેઘ કરે ઘન ઘોર :
ડુંગરોમાં બોલે છે મોર.

" પિયુ ! પિયુ ! " ઝંખતાં ઝૂરે બપૈયા;
પિયુ કાળજડાની દોર :
ડુંગરોમાં બોલે છે મોર.

દૂર દૂર દેશથી મેઘજી પધાર્યા;
નાવ્યો એ ચિત્તડાનો ચોર:
ડુંગરોમાં બોલે છે મોર.

રસિયો રસરાજ કોઇ બંસરી બજાવે;
પીડે વાંસલડીનો શોર:
ડુંગરોમાં બોલે છે મોર.

ઝરમર ઝરમર મેહુલો વરસે;
ભીંજે મ્હારા સાળુડાની કોર:
ડુંગરોમાં બોલે છે મોર.

થનગન થનગન મોરલો નાચે;
નાચે એ ચિત્તડું ચકોર:
ડુંગરોમાં બોલે છે મોર.

નદીઓનાં નીરપૂર હેલે ચ્હડયાં આ;
હૈયે ઉભરાય રસહિલ્લોલ:
ડુંગરોમાં બોલે છે મોર.

દુર્લભજી ભ. જોશી



## ૧૨૭. નન્દનો છૈયો નઠોર

( ઢાળ : કાળી કાળી વાદળીમાં વીજળી ચમકે )

મોહનજી મનમોર, નન્દનો છૈયો નઠોર.

બન્સી બજાવે કૂહાનો યમુનાને કાંઠડે;
વેણુ વાગે ચિત્તચોર:
નન્દનો છૈયો નઠોર.

આછા આ આભ મહીં તારલિયા ટમકે ;
ચળકે ચાંદરણાં ચકોર :
નન્દનો છૈયો નઠોર.

બન્સીનો સૂર મધુ કાળજડાં કોરતો ;
કારમી એ બન્સી કઠોર :
નન્દનો છૈયો નઠોર.

નર્તન્તાં ઢેલડી ને મોરલિયા કાંઠડે ;
નર્તન્તો ક્‌હાનજી કિશોર ;
નન્દનો છૈયો નઠોર.

બ્હાવરી બનીને કુંજ રાધા પુકારે ;
" ક્‌ય્હાં છો ? ક્‌હોને, કિશોર ! "
નન્દનો છૈયો નઠોર.

આછેરાં સ્મિતડિયે દિલડાં ઉજાળતો ;
આવે એ ક્‌હાનજી કિશોર :
નન્દનો છૈયો નઠોર.

મયૂખ



## ૧૨૮. શક્તિઓનો રાસ

( ઢાળ : ઓધવ ! અલબેલાને કહેજો કે જેમ હમે કહાવિયે રે લોલ )

ઉગી આજ જગ આથમણી રાત કે ડોલે ડુંગરા રે લોલ ;
ડોલતા ડુંગર ડુંગર રાસ કે ગાજે કાળ ઘૂઘરા રે લોલ.

કાજળકાળાં આથમણાં કંઈ પૂર કે ઘૂમે ધરતી ઉરે રે લોલ ;
ગાજે ઘોર ગંભીર કાળમયૂર કે ટ્‌હૌકા નભે સ્ફુરે રે લોલ.

આભમાં ઝબકે ઝીણી બીજ કે વજ્જર રૂમેઝૂમે રે લોલ;
સુણી રવ કાળકા નીસર્યાં બહાર કે ઊંડે નભે જુવે રે લોલ.
આવ્યાં વળી ભારતી ખુલ્લે ચોક કે આવ્યાં સરસ્વતી રે લોલ;
આવ્યાં તજી કમળા વિષ્ણુ લોક કે આવ્યાં ઉમા સતી રે લોલ.
દેવીએ કરિયલ દ્રષ્ટિપાત કે છલક્યા સાગરો રે લોલ;
દેવીએ ભોમે માંડ્યા પાય કે ગાજી કાળ કન્દરો રે લોલ.
દેવીએ ત્રિશૂળ ધરિયલ હાથ કે કેશ છૂટા મૂક્યા રે લોલ;
ગરજી રજની કાલ-કરાલ કે ખૂઝ્યા નભતારલા રે લોલ.
માથે ગરબે મૂક્યા દીપ કે રમણે દેવી સ્હડ્યાં રે લોલ;
આથમણી સળગી ઊઠી ભોમ ઊગમણે દીવા થયા રે લોલ.
દીવડે દીવડે ચેતન વાર જગાડે ભારતી રે લોલ;
કાજળ કાળી રજની કેરે ઘાટ ઊગમણી પ્રભા ઝગી રે લોલ.
ઝાંઝર ઝમકે ચગિયો રાસ કે કુમકુમ પગ ઝરે રે લોલ;
જાગે સૂરજની ભોમના લોક કે આભે ઊભા જુવે રે લોલ.

સ્નેહરશ્મિ



વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશે રે લોલ;
માજી! એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.

જાગશે રામ વિનામાં રામ ગર્વગંજન થશે રે લોલ;
જાગશે, જાગશે જાદવચન્દ્ર અધમ ઉદ્ધારશે રે લોલ.
જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ;
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ;
માજી! એને યુગયુગના અપવાસ કરશે પારણાં રે લોલ.
જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રૂજાવશે રે લોલ;
જીતશે કુડકપટના ખેલ કુડ ત્યાં ધૂળ થશે રે લોલ.

માજી! ત્હારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ;
માજી! ત્હારા દૂધમલ પીશે દૂધ, દૂધ દીપાવશે રે લોલ.
મંદ, મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશે રે લોલ;
માજી! જશે રોગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ.

ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભીંજાવશે રે લોલ;
કયારડે કલ્પતરૂનો પાક કણના કળશી થશે રે લોલ.
માજી! એવા મ્હોં માગ્યા વરસાદ કુન્દનના વરસશે રે લોલ;
આવતી સાગરિયાની છોળ રતનચોક રેલી જશે રે લોલ.

માજી! ત્હારો ભાગ્ય સવિતાભર્ગ સિંચતો ચડતો જશે રે લોલ;
પ્રભુના શરદ પુનમના ચન્દ્ર સમો મધ્ય સ્થંભી જશે રે લોલ.
માજી! ત્હારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખાં થશે રે લોલ;
માજી! ત્હારો જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.

વિહારી

✤

## ૧૩૦. બંસીબટનો ચોક

( ઢાળ : ઓધવ ! અલબેલાને કહેજો કે જેમ હમે કહાવિયે રે લોલ )

આ શો રૂડો બંસીબટનો ચોક, કે મળી મહી વેચવા રે લોલ ;
મારગ મળિયા મ્હારા નાથ, કે મુજને આંતરી રે લોલ.

ફોડયાં મ્હારાં મહીનાં માટ કે ગોરસ મ્હારાં ઢોળિયાં રે લોલ ;
ગોપી ચાલી નન્દ દરબાર, કે ગોકુળ ગામની રે લોલ.

વારો, જશોદા ! તમારા ક્હાન, કે નિત આડી કરે રે લોલ ;
ફોડયાં મ્હારાં મહીનાં માટ, કે ગોરસ મ્હારાં ઢોળિયાં રે લોલ.

જશોદાને ચડિયલ રીસ, કે લટકે નીસર્યાં રે લોલ ;
હાથમાં લીધી કરેણની સોટી, કે કૃષ્ણ કદંબ ચ્હડયા રે લોલ.

ઊતરો–ઊતરો, મ્હારા બાળ ! કે કહું એક વાતડી રે લોલ ;
માતા જશોદા ! તમારી આણ, કે ગોપી સર્વે જૂઠડી રે લોલ.

લોકગીત



## ૧૩૧. મેહુલો અને માધવ

મેહુલો ગાજે ને માધવ નાચે,
રૂમઝૂમ વાગે પાય ઘૂઘરડી રે.
તાલ પખાજ વગાડે રે ગોપી,
કૃષ્ણ વગાડે વેણ વાંસલડી રે : મેહુલો૦

પ્હેરણ ચરણાં ને ચીર ચૂંદલડી,
ઓઢણ આછી લોમલડી રે : મેહુલો૦

દાદુર મોર બપૈયા રે બોલે,
મધુરી શી બોલે પેલી કોયલડી રે : મેહુલો૦

ધન્ય બન્સીધર, ધન્ય જમુનાતટ,
ધન્ય વૃન્દાવન અવતાર રે : મેહુલો૦

ધન્ય નરસૈંયાની જીભલડી, જેણે
ગાયો રાગ મલ્હાર રે : મેહુલો૦

નરસિંહ મહેતા



## ૧૩૨. રમવા આવો

વા વાયા ને વાદળ ઉમટ્યાં ;
ગોકુળમાં ટહુક્યા મોર :
હે રમવા આવો, સુન્દરવર શામળિયા !

ત્હમે રમવા તે ના'વો શા માટે ?
નહિ આવો તો નન્દજીની આણ :
હે રમવા આવો, સુન્દરવર શામળિયા !

ત્હમે ગોકુળમાં ગોધણ ચારન્તા ;
ત્હમે છો રે સદાયના ચોર :
હે રમવા આવો, સુન્દરવર શામળિયા !

ત્હમે કાળી તે કામળી ઓઢન્તા ;
ત્હમે ભરવાડના ભાણેજ :
હે રમવા આવો, સુન્દરવર શામળિયા !

ત્હમે વ્રજમાં તે વાંસળી વાજન્તા ;
ત્હમે ગોપિયોનાં ચિત્તના ચોર :
હે રમવા આવો, સુન્દરવર શામળિયા !

મ્હેતા નરસૈંના સ્વામી, શામળિયા!
અમને તેડી રમાડયાં રાસ:
કે રમવા આવો, સુન્દરવર શામળિયા!

**નરસિંહ મહેતા**



## ૧૩૩. રાધાજીની નથની

નાગર નન્દજીના લાલ! રાસ રમન્તાં મ્હારી નથની ખોવાઇ;
ફ્હાના! જડી હોય તો આલ, રાસ રમન્તાં મ્હારી નથની ખોવાઇ.

ન્હાની સરખી નથની ને મહીં જડયાં છે મોતી;
વૃન્દાવનની કુંજગલીમાં ચાલું જોતી જોતી જોતી. નાગર૦

નથનીને કાજે હું તો ઢૂંઢી વૃન્દાવન;
નથની આપોને, મ્હારા પ્રાણજીવન! વન! વન! નાગર૦

એક એક મોતી માંહે સોના કેરો તાર;
સોળશત ગોપીમાં, ફ્હાના! રાખો મ્હારો ભાર ભાર ભાર. નાગર૦

ન્હાની સરખી નથની ને મહીં જડયા છે હીરા;
નથની આપોને, બ્હેની સુભદ્રાના વીરા! વીરા! વીરા! નાગર૦

ન્હાનેરી ઘડાવો મ્હારે નાકે ના સોહાય;
મ્હોટેરી ઘડાવો મ્હારા મુખ પર ઝોલા ખાય ખાય ખાય. નાગર૦

વૃન્દાવનની કુંજગલીમાં ટૌકા કરે છે મોર;
રાધાજીની નથનીનો શામળિયો છે ચોર ચોર ચોર. નાગર૦

નથની આપો તો, પ્રભુજી! માનું ત્હમારો પાડ;
નરસૈંયાના સ્વામી પર વારી જાઉં બલિહાર હાર હાર. નાગર૦

**નરસિંહ મહેતા**



## ૧૩૪. માધવ લ્યો !

હાં રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો !
વેચંતી વ્રજનારી રે; હાં રે કોઈ૦

માધવને મટુકીમાં ઘાલી
ગોપી લટકે લટકે ચાલી રે; હાં રે કોઈ૦

હાં રે ગોપી ! ઘેલું શું બોલતી જાયે ?
માધવ મટુકીમાં ન સમાયે રે; હાં રે કોઈ૦

નવ માનો તો જૂવો ઉતારી;
માંહી જૂવે તો કુંજવિહારી રે; હાં રે કોઈ૦

વૃંદાવનમાં જાતાં દ્હાડી
વ્હાલો ગૌ ચારે છે ગિરિધારી રે; હાં રે કોઈ૦

ગોપી ચાલી વૃંદાવનવાટે,
સૌ વ્રજની ગોપીઓ સાથે રે; હાં રે કોઈ૦

**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર,
જેનાં ચરણકમળ સુખસાગર રે; હાં રે કોઈ૦

**મીરાંબાઈ**



## ૧૩૫. બાલહઠ

લેને ત્હારી લાકડી ને લેને ત્હારી કામળી;
વાછરૂં ચરાવા નહિ જાઉં, માવડલી !

માખણ તો બલભદ્રે ખાધું,
અમને મળી ખાટી છાસલડી. લેને૰

વૃન્દાવનને મારગ જાતાં,
પગમાં ચૂભે ઝીણી કાંકરડી. લેને૦

સઘન વનમાં કાંઇ ખબર પડે નહિ,
સાથી ગોવાળ કરે ડરકલડી. લેને૦

દાદુર મોર બપૈયા બોલે,
બીજાવે કહી, "કાળી કરસનડી"! લેને૦

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ચરણકમળ ચિત્ત રાખલડી. લેને૦

**મીરાંબાઇ**



## ૧૩૬. મન હરિ મળવાને

(ઢાળ : કે દહાડે મળશે મ્હને ક્હાન?
જોશીડા! જોશ જૂવોને)

માછીડા રે! હોડી હલકાર;
મન હરિ મળવાને.
મ્હારે જાવું છે પેલે પાર,
મન હરિ મળવાને.

ત્હારી રે હોડીએ હીરલા જડાવું;
ફરતી મૂકાવું ઘૂઘરમાળ: મન હરિ૦

સોનાં બી દઉંગી, ને રૂપાં બી દઉંગી;
દઉંગી ગલનકો હાર: મન હરિ૦

આણી તીરે ગંગા, ને પેલી તીરે જમુના;
બિચમેં ખડો રે નન્દલાલ: મન હરિ૦

મન કરૂં મહુવો, ને તન કરૂં તહુવો ;
જીવ મૂકું રે રખેવાળ : મન હરિ૦

શાન્તિદાસનો સ્વામી રસિકશિરોમણિ ;
કૃષ્ણજી ઉતારે પેલે પાર : મન હરિ૦

શાન્તિદાસ



## ૧૩૭. હો વાંસલડી !

( ઢાળ : શેરી વળાવી સજ કરૂં, ઘેર આવોને.
આંગણિયે વેરૂં ફૂલ, મ્હારે ઘેર આવોને. )

માનીતી તું છે મોહન તણી, હો વાંસલડી !
ત્હને વ્હાલમ કરે છે ઘણું વ્હાલ રે, હો વાંસલડી !
મીઠો આવડો શો શોર ? મોહ્યો નન્દનો કિશોર ;
ત્હારૂં આવડું શું જોર ? ભૂંડી ! કાળજડું મા કોર રે ,
હો વાંસલડી !

વાજી વાજીને વિકલ કર્યાં, હો વાંસલડી !
તું તો પીડે અમારા પ્રાણ રે, હો વાંસલડી ! મીઠો૦

સુણતાં પડે છે હડે સોંસરાં, હો વાંસલડી !
ત્હારા ટહુકારાથી મોહબાણ રે, હો વાંસલડી ! મીઠો૦

ઝેર ઘણું છે ત્હારી ઝપટમાં, હો વાંસલડી !
ભલા તુંથી ભાલા-તલવાર રે, હો વાંસલડી ! મીઠો૦

એકીવારે તું હણી નાંખની. હો વાંસલડી !
ભૂંડી ! થોડે થોડે મા માર રે, હો વાંસલડી ! મીઠો૦

ગરજે ગુમાન ભરી આવડી શું? વાંસલડી!
તું તો જોની વિચારી ત્હારી જાત રે, હો વાંસલડી! મીઠો૦

જોતાં તું કાષ્ટ કેરો કરકડો, હો વાંસલડી!
તુંને આજ મળી છે ઠકરાત રે, હો વાંસલડી! મીઠો૦

ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી!
વ્હાલે માખણ ચોર્યું ને ત્હેં તો મંન રે, હો વાંસલડી! મીઠો૦

માન ન રાખ્યું માનિની તણું ત્હેં, વાંસલડી!
ત્હેં તો સહુને કર્યાં પાયમાલ રે, હો વાંસલડી! મીઠો૦

દયાના પ્રભુની દૂતી તું ખરી, હો વાંસલડી!
સહુને તેડે તું બેઠી ઠામ રે, હો વાંસલડી! મીઠો૦

દયારામ



## ૧૩૮. શશિવદની!

હવે, સખિ! હું નહીં બોલું રે, કદાપિ નંદકુંવરની સંગે;
મુને શશિવદની કહી છે રે,
ત્યારની દાઝ લાગી છે મ્હારે અંગે. હવે૦

ચંદ્રબિંબમાં લાંછન છે, વળી રાહુ ગળે ખટ માસે રે;
પક્ષે વધે ને પક્ષે ઘટે કળા,
નિત્ય ન પૂર્ણ પ્રકાશે રે. હવે૦

તે કરતાં ચંદ્રવદની કહી તો કર્યાં હું ને ચંદ્ર એક રાશે રે;
ત્યારે મુજ મુખ પાખે શું અટક્યું છે?
જો શે ચંદ્ર આકાશે રે. હવે૦

નહીં તો શિવને સમીપ રાખશે, ને ભાલે ચંદ્ર દેખાશે રે;
પ્રસન્ન થઇ પાસે રહેશે, નહીં તો
કહેવાય નહીં નિજ દાસે રે. હવે૦

એવડો શ્રમ પણ શીદને કરે ? જુઓ, ચંદ્ર પોતાની પાસે રે;
વામ ચરણમાં ઇંદુ અચળ છે,
શીદ રહે અન્યની આશે રે ? હવે૦

**દયા**ના પ્રીતમને કહે, સખિ ! જુઓ, શશિમુખ સરખું સુખ પાસે રે;
કોટી પ્રકારે હું નહીં આવું
એવા પુરૂષની અડાસે રે. હવે૦

**દયારામ**



## ૧૩૯. વાંસળી

વાગે વૃંદાવનમાં વાંસળી રે ઊભો ઊભો વગાડે કૃહાન;
નાદે વેધી મુનિવર પાંસળી રે નવ રહી કોને સાન.

તરુની શાખાઓ ઝૂમી રહી રે ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝૂલી રહી રે, (૨)
ભાગ્ય અમારાં આજ !

જમનાનીર ચાલે નહીં રે, મૃગમન મોહ જ થાય;
પંખી માળામાં હાલે નહીં રે, (૨)
નાદ સુણી ન રહેવાય.

ફૂલ્યાં કમળ જળ ટાટડી રે, દીસે ઉદીઓ છે ભાણ;
શંકર સમાધિ મેલી રહ્યા રે (૨)
થયું જગતને જાણ. વાગે૦

કાને પડીઓ તે વ્રજનારને રે, વ્હાલાજીનો રે નાદ;
સાંભળતાં તજી નિજ ધામને રે (૨)
ધાઇ ગયાં સૌ સાથ. વાગે૦

લીલા કેવી કુંજધામની રે! પવન થયો ગતિભંગ;
દેવતા વૃષ્ટિ કરે પ્રસન્ન થઇ રે (૨)
દેખી વ્રજનો ઉમંગ. વાગે૦

દયારામ

❦

## ૧૪૦. હરિ વેણ

( ઢાળ : કહું તારું હૈયું સંભાળ એક, નન્દિની ! )

હરિ વેણ વાય છે રે હો! વનમાં,
તેનો પ્રેહ વાધ્યો મારા તનમાં;
ચિત્તડામાં ચટપટી રે હો! લાગી,
જીવણ જોવાને હું જાગી. હરિ વેણ૦

રસિયાજીને રે હો! રાગે,
વ્યાકુળ કીધાં છે વૈરાગે;
ગતમત ભૂલી રે હો! ગૃહની,
વનમાં વાંસળી વાગી પ્રેહની. હરિ વેણ૦

સેંથે કાજળ, રે હો! સાર્યાં,
પ્રેહમાં બાળકને રે વિસાર્યાં;
ધીરજ ટળિયાં રે હો! ધ્યાને,
કંકણ નૂપુર પહેર્યાં કાને. હરિ વેણ૦

પ્રીતે પરવશ રે હો! કીધાં,
લજ્જા લોપી મન હરી લીધાં;
વાલંમ બોલ્યા રે હો! વંનમાં,
મૂળદાસ મહાસુખ પામ્યા મંનમાં, હરિ વેણુ૦

મૂળદાસ



## ૧૪૧. દિવ્ય સુન્દરીઓનો ગરબો

( ઢાળ : લોચનમનનો રે કે ઝઘડો લોચનમનનો )

**ત્રણે ગગન** તેજે ઘડયાં અમ-અંગ, અમોલાં તેજે ઘડયાં છે;
**સુન્દરી :** ફરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી કર્યાં છે.

સાખી : દિવ્ય લોકમાં ઘૂમતાં ફરિયે સહુ રસભેર,
ને પ્રેમે કંઇ રેડિયે, મર્ત્યલોક અમીની સેર,
અમોલી સેર અમીની. તેજે ઘડયાં૦

**ચંદા :** સાખી : "પ્રેમી જોડાં કલહમાં રીસાએ ક્ષણ વાર,
ત્હેનાં હ્રદયે રેડતી ચંદા હું પ્રેમ-અમીની ધાર,
રસીલી ધાર અમીની." તેજે ઘડયાં૦

**ચંદા :** સાખી : "મુગ્ધા સૂતી અગાશિયે ચિન્તનમાં ડ્હોળાય,
સીંચી ત્હેના હ્રદયને ખીલવું પ્રેમકળી હું કાંઈ,
ઉજળીશી પ્રેમકળી હું." તેજે ઘડયાં૦

**શુક્રતારા :** સાખી : "હાસ કરતું આકાશમાં નીરખે ન્હાનું બાળ,
ત્હેને હ્રદયે રોપું હું શુક્રતારા કવિત્વ રસાળ,
અતિ ગૂઢ બીજ કવિતનું." તેજે ઘડયાં૦

**શુક્તારાઃ** સાખી : "હૃદય વિકસ્યાં કવિજન ઊભા, નીરખે અનિમિષ નેન,
ત્હાં ઝરતી હું પ્રેમથી કાંઈ કવિતસરિતનાં વ્હેણ,
કવિતની દિવ્ય સરિતનાં." તેને ધડયાં૦

**તારાસખી :** સાખી : "ચિત્રકાર કવિમિત્ર જે ઊભા ફલક સમીપ,
તત્ત્વદર્શી ત્હેને હૃદય પ્રગટાવું હું પ્રતિભાદીપ,
પૂર્યો દિવ્ય દીપ અમીએ." તેજે ધડયાં૦

**ત્રણે ગગન સુન્દરી :** સાખી : હમે તેજનાં બાળ સહુ સીંચીને નિજ નૂર,
મનુજહૃદય ગૂંગળાવતું હરિયે અન્ધ તિમિરનું પૂર,
હર્યં રિપુ પૂર તિમિરનું. તેજે ધડયાં૦

**નરસિંહરાવ ભોળાનાથ**



## ૧૪૨. એક યાચના

દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઇ !
ઝીલતાં બતાવો કોઇ !
ગુંજતાં બતાવો કોઇ !
ઉરસૂર પડછન્દ ગેબી ગુંજતાં બતાવો કોઇ !
વ્હાલાં ! એ બતાવો કોઇ !

**સાખી :** પુણ્યાત્મા પ્રિયજન, પ્રભુ, દિલ વસનારાં દેવ !
એ તો હસી બોલાવતાં રેલાવે રસરેલ !
રસની એ રેલમાં બસ ! ઘૂમતાં બતાવો કોઇ !
ઘૂમતાં બતાવો કોઇ !
ચૂમતાં બતાવો કોઇ !
નેહ નિતરતાં નયણાં ગેબી ચૂમતાં બતાવો કોઇ !
વ્હાલાં ! એ બતાવો કોઇ !'

**સાખી :** આત્મકિરણ ચેતન ભરે, શાંતિ સ્વજનનાં હેત ;
એને તેજહિંડોલ વિભુ, ઝૂલે એક અનેક !
એવું એક અનેકમાં આનન્દતાં બતાવો કોઇ !
નન્દતાં બતાવો કોઇ !
વન્દતાં બતાવો કોઇ !
વ્હાલાં જનમાં વિભુવરને વન્દતાં બતાવો કોઇ !
વ્હાલાં ! એ બતાવો કોઇ !

લલિતજી



## ૧૪૩. અદ્વૈતવાત આપણી

(ઢાળ : ઓધવ ! નન્દનો છોરો તે નમેરો થયો જો !)

વ્હાલા ! ભૂલ મા અદ્વૈતવાત આપણી જો !
જોગી–જ્ઞાની જપે છે રસભાવની જો ! વ્હાલા !૦

માયા લક્ષ્ય ને પુરૂષ તે અલક્ષ્ય છે જો !
એની ગાંઠથી સંસાર આ સમક્ષ છે જો ! વ્હાલા !૦

એના સ્નેહનું અદ્વૈત રસપૂરમાં જો !
માયા વળગી રહી જ બ્રહ્મ ઉરમાં જો ! વ્હાલા !૦

વ્હાલા ! પ્રીત તણી રીત એવી જાણજે જો !
અલખ જ્ઞાની ! લખ લાખ રસ માણજે જો ! વ્હાલા !૦

ગોવર્ધનરામ મા. ત્રિપાઠી



## ૧૪૪. ઝેર

(ઢાળ : પૂજું ગણપતિના પાય (૨)
પૂજું અંબિકાની પાવડી રે લોલ)

હું તો આંગણિયે આજ (૨)
ફૂલ વેલીનાં વીણતી રે લોલ,

એની શીળી સુવાસ (૨)
હૃદય રીઝીને ઝીલતી રે લોલ.

ડસ્યો કાળુડો નાગ (૨)
એક આવીને આકરો રે લોલ.
આવે અન્ધારી આંખ (૨)
જવા ઊંડે શો જીવડો રે લોલ!

કરે સાસૂ કલ્પાન્ત (૨)
જોઇ જેઠાણી ઝૂરતાં રે લોલ.
રુએ દેરાણી રાંક (૨)
ઊનાં આંસુ'ાં લૂછતાં રે લોલ.

કરે કૈં કૈં ઉપાય (૨)
જેઠ ઉરની ઉતાવળે રે લોલ.
હઠે જરિયે ના ઝેર (૨)
એ તો ઊંડેરૂં ઊતરે રે લોલ.

આવ્યો જોગી ત્યાં એક (૨)
દેવ જેવો દેખાવડો રે લોલ.
છાંટયાં નેણાંમાં નીર (૨)
એક ટહુકો કશો કર્યો રે લોલ.

ગયાં ઝડપેથી ઝેર (૨)
હું તો ઝબકી જાગી ગઇ રે લોલ.
એના ઊંડા કૈં ભેદ (૨)
પાય પડતી પૂછી રહી રે લોલ.

" આવ્યા ક્યહાંથી ? અવધૂત ! (૨)
જટા આ શી શિરે ધરી રે લોલ ? "
આવી જાદૂની જાણ (૨)
હાથ ક્યહાંથી કહો કરી રે લોલ ?

" ઘેલી ઘેલી હો નાર ! (૨)
ગઈ ભૂલી શું ભીંતડી રે લોલ ?
દીધાં દાદાએ દાન (૨)
પેલા માંડવની પ્રીતડી રે લોલ ! "

" હથેવાળાનાં હેત (૨)
ચાર મંગળ ચોરી તણાં રે લોલ !
ભાવભીના એ ભેખ (૨)
એ જ કામણ કોડામણાં રે લોલ ! "

અહો ! દૂષીલા ડંખ ! (૨)
હશે આવા અજૂગતા રે લોલ ?
જગતજૂનાં એ ઝેર (૨)
ભાન આવું ભૂલાવતાં રે લોલ ?

દા. ખુ. બોટાદકર



## ૧૪૫. મીઠડાં જીવન લ્યો !

( ઢાળ : મીઠડું ગોરસ લ્યો, ગોરસ લ્યો ! )

મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !
લ્યોને ભરતભૂમિનાં નરનાર રે ! મીઠડાં૦

ઝરે વેગે ઝળકન્તાં ને ઉજળાં;
ધર્મધેનુનાં દૂધ અમીધાર રે: મીઠડાં૦

ધેન સેવે શ્રી સ્વામિનીજી સોહ્યલાં;
નીરે પંડે પ્રભુજી જળચાર રે: મીઠડાં૦

ગોપગોપિકા ઝીલન્ત દૈવી તેજીલાં;
કનકકળશે વહે અનન્ત ધાર રે: મીઠડાં૦

રસઝરણે કુંજનવન ભીંજીયાં;
સર્યાં કાલિન્દીમાં સુધાસાર રે: મીઠડાં૦

સકળ વિશ્વમાં વિલોલ રમે રંગીલાં;
લહે પાન એનું અમર જીવનપાર રે: મીઠડાં૦

પીયો, પારસી, ઇસ્લામી, આર્ય બાલુડાં!
પ્રીતે ખ્રીટનનાં પીજો, કુમાર રે! મીઠડાં૦

પૂર વ્હેણે ઝૂલેલ ઉરફૂલડાં,
નન્દનન્દનકંઠે સુહાય હાર રે: મીઠડાં૦

રામમોહનરાય જસવંતરાય



## ૧૪૬. દૂધડાં દોહતી

(ઢાળ: ઊંચા આકાશ, ઊંચી વાદળી, અલી કોયલડી!
કાંઇ ઊંચા ત્હારા રણવાસ:
મીઠડું ટહુકજે રે, અલી કોયલડી!)

ગોરા ઉજાસ, ગોરાં વ્હાણલાં, મનમોહનજી!
ગોરાં ગોરાં ગોકુલનાં ગામ:
દૂધડાં દોહું રે, મનમોહનજી!

ગોરી ચમેલી, ગોરી વાદળી, મનમોહનજી !
ગોરી ગોરી હું ને ત્હમે શ્યામ :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

કાળી ભ્રૂકુટિ, કાળી આંખડી, મનમોહનજી !
કાલી કાલી ત્હમારી વાત :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

આવી અડપલાં મા કરો, મનમોહનજી !
મ્હારા દૂધ દોહવણિયા હાથ :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

કાળાં અખાડિયાં આભલાં, મનમોહનજી !
કાળા કાજળિયા અંધાર :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

કાળી કાળી મ્હારી ગાવડી, મનમોહનજી !
ત્હેની ગોરી આ દૂધની ધાર :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

કાળા ભ્રમર ભમે વાડીમાં, મનમોહનજી !
ગોરાં ગોરાં કમળનાં ફૂલ :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

દિલે સિંહાસન દેવના, મનમોહનજી !
કરજો કાળાંગોરાંનાં મૂલ :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

કાળી કૂજે કહિં કોકિલા, મનમોહનજી !
ગોરા ગોરા આંબાના મ્હોર :
દૂધડા દોહું રે, મનમોહનજી !

આથે વગાડો તમ વાંસળી, મનમોહનજી !
દો'તાં દ્હાડો જશે ચ્હડી પ્હોર :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

કાળાં તળાવ, ગોરાં હંસલાં, મનમોહનજી !
ઊંડા ઊંડા જીવનના બોલ :
દૂધડાં દોહું રે, મનમોહનજી !

લાવો, મટુકી તમ આત્મની, મનમોહનજી !
આ દૂધડાંના સ્વાદ છે અમોલ !
દૂધડાં દોહું રે, મનમોહનજી !

અ. ફ઼. ખબરદાર



## ૧૪૭. ઉષા

ધીમે ધીમે સરકતી સરતી ચાલી ઉષા
ચાલી ઉષા, એ લાલ-બ્યાલી ઉષા
ધીમે ધીમે સરકતી૦

ક્ય્હાં છે તે કંકણોની લાલી ગુમાની ?
ક્ય્હાં ગઇ તે જ્યોતિભરતી જાદુઇ જુવાની ?
કોણે આ દેવઝાડીમાં ઝાલી ઉષા ?
ધીમે ધીમે સરકતી સરતી ચાલી ઉષા.

કોણે આ તેજકોડે એને ડરાવી ?
કોણે અરુણી એની મૃગલી મરાવી ?
સૂતા કો સિંહે બીધી ખાલી ઉષા :
ધીમે ધીમે સરકતી સરતી ચાલી ઉષા.

એવાં કો ક્રૂર હોશે જગમાં દિવાનાં ?
જોવા સૌંદર્ય ચીરે સૌંદર્ય–પાનાં ?
એવે જગ ઝાઝી ક્યમ રહે મ્હાલી ઉષા ?

ધીમે ધીમે સરકતી સરતી ચાલી ઉષા :
જોતાં જોતાં સરકતી સરતી ચાલી ઉષા.

અ. ફ. ખબરદાર



## ૧૪૮. દ રિ યો

( ઢાળ : નાણું નાખ્યે, દાદુભા ! નૈ મળે )

દરિયો ડોલે રે માઝમ રાતનો,
ઝૂલે જાણે પારણે મ્હારો વીર રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

છલકે મોજાં ને છોળો મારતાં,
ખૂંદે જાણે ખોળલા મ્હારો વીર રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

આભમાંથી ચાંદો રેલે ચાંદની,
પાથરે જાણે વીરાના ઓછાડ રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઝલકે ઝલકે રે જળ માછલી,
ઝલકે જાણે વીર મ્હારાની આંખ રે ! મધરાતે માત
રોતા વીરાની દોરી તાણતી.

ઉઘડે ઉઘડે ને બીડાય તારલા,
ઉઘડે જાણે મા–જનયાનાં નેન રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઝબકે ઝબકે રે ઝીણી વીજળી,
ઝબકે જાણે સોણલે મ્હારો વીર રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

દરિયો ગાજે રે માઝમ રાતનો,
માવડી જાણે વીરને હાલાં ગાય રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

દરિયો મલકે ને ડોલર ફીણ વળે,
મલકે જાણે વીર મ્હારાનાં મુખ રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઝવેરચન્દ મેઘાણી



## ૧૪૯. ચુંદડી

(ઢાળ : ઘુંઘટડી સહિયરમાં રમે)

ચુંદડી ચૌદ લોકમાં ગોતું,
આભમાં ગોતું,
ગેબમાં ગોતું;
સાત પાતાળે ઘૂમતી ગોતું. ચુંદડી૦

ચૂંદડી ચાર રંગમાં બોળી !
લાલ પીળા પરભાતમાં બોળી,
ચાંદલી પુનમ રાતમાં બોળી,
વીજળી કેરા હોજમાં બોળી,
મેઘધનુના ધોધમાં બોળી. ચુંદડી૦

ચુંદડી ચાર ચોકમાં ઓઢું !
માનસરોવર ઝીલતી ઓઢું,
આભની વેલ્યે વીણતી ઓઢું,

ડુંગરે ડુંગર દોડતી ઓઢું,
વાયરા ઉપર પોઢતી ઓઢું. ચુંદડી૦

ચુંદડી ચાર છેડલે ફાટી!
રાસડા લેતાં,
તાળીઓ દેતાં,
સાગરે ના'તાં નીરમાં ફાટી. ચુંદડી૦

ઝવેરચન્દ મેઘાણી



## ૧૫૦. સૂરજ! ધીમા તપો!

મ્હારી મેંદીનો રંગ ઉડી જાય રે,
સૂરજ! ધીમા તપો, ધીમા તપો!

મ્હારો કંકુનો ચાંદલો ચોળાય રે,
સૂરજ! ધીમા તપો, ધીમા તપો!

મ્હારી વેણી લાખેણી કરમાય રે,
સૂરજ! ધીમા તપો, ધીમા તપો!

મ્હારાં કાજળ નેણેથી ઝરી જાય રે,
સૂરજ! ધીમા તપો, ધીમા તપો!

મ્હારી ચૂડી અણમોલી નંદવાય રે,
સૂરજ! ધીમા તપો, ધીમા તપો!

મ્હારા સેંથેથી હીંગળો રેલાય રે,
સૂરજ! ધીમા તપો, ધીમા તપો

મ્હારી પાની સુંવાળી બળી જાય રે,
સૂરજ! ધીમા તપો, ધીમા તપો

મ્હારા કેમે નો પંથ પૂરા થાય રે,
સૂરજ! ધીમા તપો, ધીમા તપો!

જેને શોધું તે દૂર સરી જાય રે!
સૂરજ! ધીમા તપો, ધીમા તપો!

ઝવેરચન્દ મેઘાણી



## ૧૫૧. આષાઢી સ્હાંજ

(ઢાળ: અંધારી રાતના ડુંગર ડોલે રે)

આષાઢી સ્હાંજનાં અંબર ગાજે,
અંબર ગાજે, મેઘાડમ્બર ગાજે! આષાઢી૦

માલતો મોરલાના ટૌંકા બોલે,
ટૌંકા બોલે, ધીરી ઢેલડ ડોલે: આષાઢી૦

ગરવા ગોવાળીઆના પાવા વાગે,
પાવા વાગે, સૂતી ગોપી જાગે: આષાઢી૦

વીરાની વાડીઓમાં અમૃત રેલે,
અમૃત રેલે, ભાભી ઝરમર ઝીલે: આષાઢી૦

ભાભીની રાતીચોળ ચૂંદડ ભીંજે,
ચૂંદડ ભીંજે, ખોળે બેટા રીઝે: આષાઢી૦

ઝવેરચન્દ મેઘાણી



# ૧૫૨. ચાંદલિયા !

( ઢાળ : સોના વાટકડી રે કે કેસર ઘોળ્યાં વાલમિયા !
નહાનો દિયરિયો રે કે રંગમાં રોળ્યાં વાલમિયા ! )

આજ અમારે રે કે ગગને પધારો, ચાંદલિયા !
બાર બાર માસનાં રે કે તિમિર વિદારો, ચાંદલિયા ! ૧

મેઘ મૂશળધાર રે કે ગરજીને વરસ્યા, ચાંદલિયા !
તારા અમીનાં રે કે તોય સૌ તરસ્યાં, ચાંદલિયા ! ૨

આભનાં આંગણાં રે કે વાળી સમાર્યાં, ચાંદલિયા !
કુસુમો નક્ષત્રનાં રે કે મહીં મહીં વેર્યાં, ચાંદલિયા ! ૩

સ્વારીમાં ભૂપની રે કે મોખરે દોડે, ચાંદલિયા !
આગળ વધામણી દે કે તેજને ઘોડે, ચાંદલિયા ! ૪

આભને કાંઠડે રે કે ઊગ્યો ન ઊગ્યો, ચાંદલિયા !
ગિરિઓને શેખરે રે કે હાથ તુજ પૂગ્યો, ચાંદલિયા ! ૫

પૃથ્વીના શીશને રે કે હાથ જરા અડિયા, ચાંદલિયા !
સાતે સમુંદર રે કે હેલે ચડિયા, ચાંદલિયા ! ૬

મહુવરને નાદે રે કે ફણીધર ડોલે, ચાંદલિયા !
હૈડાં માનવનાં રે કે તેમ ચડયાં ઝોલે, ચાંદલિયા ! ૭

ભૂમિ–આકાશને રે કે આજ સ્વચ્છ કીધાં, ચાંદલિયા !
સચરાચર જીવને રે કે અમીદાન દીધાં, ચાંદલિયા ! ૮

વિશ્વ અનન્તમાં રે કે ક્યાં તમ જનારા ? ચાંદલિયા !
પામર શાં મુખડે રે કે ક્યાં અમ ગાનારાં ? ચાંદલિયા ! ૯

સંગીત વિશ્વનું રે કે ક્યાંય નહિ માયે, ચાંદલિયા !
નાની શી મોરલી રે કે તોય ઝીણું વાયે, ચાંદલિયા ! ૧૦

ઊંચે આકાશમાં રે કે આનન્દે ફરતા, ચાંદલિયા !
તોય અમ દુઃખનો રે કે ડાઘ દિલે ધરતા, ચાંદલિયા ! ૧૧

સતત સંતાપથી રે કે કુમુદો મીંચાયાં, ચાંદલિયા !
હળવા શા હાથથી રે કે અમૃત સીંચાયાં, ચાંદલિયા ! ૧૨

જેવા કુમુદને રે કે પ્રેમે સંભાળે, ચાંદલિયા !
તેવી અમ આરઝું રે કે મનમાં ધારે, ચાંદલિયા ! ૧૩

જેવા ગગનમાં રે કે અઢળક રેલો, ચાંદલિયા !
દીન મન્દિરિયે રે કે તેમ આજ મ્હાલો, ચાંદલિયા ! ૧૪

એક કટાક્ષે રે કે આભ અજવાળો, ચાંદલિયા !
અંધારાં અંતરે રે કે તેમ આજ ન્યાળો, ચાંદલિયા ! ૧૫

મેઘે અભીંજિયા રે કે અમીએ ભીંજાવો, ચાંદલિયા !
પત્થરના ઉરથી રે કે ફૂલ પ્રગટાવો, ચાંદલિયા ! ૧૬

હાસ્ય અમી વેરતા રે કે જગત બધે પળજો, ચાંદલિયા !
વરસ વીતે ન ત્યાં રે કે વ્હેલા વળજો, ચાંદલિયા ! ૧૭

રામનારાયણ પાઠક

---

ગાવાને માટે ગીત ટૂંકું કરવું હોય તો ૯, ૧૦, ૧૩ કડીઓ છોડી દેવી. તેથી પણ વધારે ટૂંકું કરવું હોય તો જરૂર લાગે ત્યાંસુધી ૧૪, ૫, ૭, ૪ એક પછી એક અનુક્રમે છોડવી. રા.



## ૧૫૩. શું રે કહું ?

(ઢાળ : મારા ઘર પછવાડે રે વાડિયું)

મારા ઘર પછવાડે રે મોગરો,
એ તો ફૂલડે લળી લળી જાય રે;
સહીયર ! શું રે કહું ? શું ના કહું ?

મારે આંગણુ મ્હોર્યો રે આંબલો,
એને લૂમ લૂમ–
હાં રે એને પાન પાન ભરત ભરાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારા ઘરને માથે રે અગાશિયું,
એમાં ચાંદની ભરી છલકાય રે;
હાં રે એમાં ચાંદની છબછબ થાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારા ઘરમાં નવરંગ રે વાંસળી,
એમાં ગેબી પ્રાણ પૂરાય રે;
હાં રે એમાં ગેબી સૂર ગવાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારે હૈયે જડેલો રે હીરલો,
એ તો અમથો હલ્ય હલ્ય થાય રે;
હાં રે અમથો અમથો હલ્ય હલ્ય થાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારે તેલ પૂરેલી રે દીવિયું,
એમાં એકમાં અનેક પ્રગટાય રે;
હાં રે દીવા એકમાં અનેક પ્રગટાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારે હૈયે હજારૂં રે વાતડી,
કે ઊગી હૈયે હજારૂં રે વાતડી;
હું તો કહું, કહું ને એક ન કહેવાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

રામનારાયણ



# ૧૫૪. વિસમ્બ

( ઢાળ : રમે રમે મારગડો મેલીને
નહિ તો ખાઇશ મારા મુખડાની ગાળ,
ગોવાળિયા !
રમે મારગડો મેલીને )

ઊગ્યો–ઊગ્યો ચાંદલિયો ઊગ્યો રે,
જામે જમુનાને કાંઠે રાસ :
ચાંદલિયો
ઊગ્યો, ચાંદલિયો ઊગ્યો રે.

ગોપ–ગોપીનાં ટોળાં ઊલટયાં,
જઇ ઊભાં છે નટવર પાસ : ચાંદલિયો૦

ક્હાનમુખે મોહિની મોરલી,
ત્હેમાં ક્હાડે છે ગહરા સૂર ! ચાંદલિયો૦

ક્હાન ! કોની જુવે તું વાટડી ?
અજવાળાં થયાં ભરપૂર : ચાંદલિયો૦

ક્હાન ! કોને બોલાવે વાંસળી ?
ક્હાન ! કોના વિજોગે વાર ? ચાંદલિયો૦

ક્હાન ! કોના તે કાજે આંખડલી
સૂની સૂની શોધે સંસાર ? ચાંદલિયો૦

ક્હાન ! મૂંગી કરોને મોરલી,
આમ કોનાં ધરો છો ધ્યાન ? ચાંદલિયો૦

ત્યાં રાધારાણીનાં ઝાંઝરના
ઝણકારે નાચે છે ક્હાન : ચાંદલિયો૦

રસિકલાલ છો. પરીખ



મારે આંગણ મ્હોર્યો રે આંબલો,
એને લૂમ લૂમ–
હાં રે એને પાન પાન ભરત ભરાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારા ઘરને માથે રે અગાશિયું,
એમાં ચાંદની ભરી છલકાય રે;
હાં રે એમાં ચાંદની છબછબ થાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારા ઘરમાં નવરંગ રે વાંસળી,
એમાં ગેબી પ્રાણ પૂરાય રે;
હાં રે એમાં ગેબી સૂર ગવાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારે હૈયે જડેલો રે હીરલો,
એ તો અમથો હલ્ય હલ્ય થાય રે;
હાં રે અમથો અમથો હલ્ય હલ્ય થાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારે તેલ પૂરેલી રે દીવિયું,
એમાં એકમાં અનેક પ્રગટાય રે;
હાં રે દીવા એકમાં અનેક પ્રગટાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

મારે હૈયે હજારૂં રે વાતડી,
કે ઊગી હૈયે હજારૂં રે વાતડી;
હું તો કહું, કહું ને એક ન કહેવાય રે,
સહિયર! શું રે કહું? શું ના કહું?

રામનારાયણ પાઠક



## ૧૫૪. વિ સ મ્બ

( ઢાળ : રમે રમે મારગડો મેલીને
નહિ તો ખાઇશ મારા મુખડાની ગાળ,
ગોવાળિયા !
રમે મારગડો મેલીને )

ઊગ્યો–ઊગ્યો ચાંદલિયો ઊગ્યો રે,
જામે જમુનાને કાંઠે રાસ :
ચાંદલિયો
ઊગ્યો, ચાંદલિયો ઊગ્યો રે.

ગોપ–ગોપીનાં ટોળાં ઊલટ્યાં,
જઇ ઊભાં છે નટવર પાસ : ચાંદલિયો૦

ક્હાનમુખે મોહિની મોરલી,
ત્હેમાં ક્હાડે છે ગહરા સૂર ! ચાંદલિયો૦

ક્હાન ! કોની જુવે તું વાટડી ?
અજવાળાં થયાં ભરપૂર : ચાંદલિયો૦

ક્હાન ! કોને બોલાવે વાંસળી ?
ક્હાન ! કોના વિજોગે વાર ? ચાંદલિયો૦

ક્હાન ! કોના તે કાજે આંખડલી
સૂની સૂની શોધે સંસાર ? ચાંદલિયો૦

ક્હાન ! મૂંગી કરોને મોરલી,
આમ કોનાં ધરો છો ધ્યાન ? ચાંદલિયો૦

ત્યાં રાધારાણીનાં ઝાંઝરના
ઝંણકારે નાચે છે ક્હાન : ચાંદલિયો૦

રસિકલાલ છો. પરી[kh]



## ૧૫૫. બંસીની ધૂન

( ઢાળ : ઝીણા મોર ટહુકે આ લીલી નાઘેરમાં )

ક્હાન ભાન ભૂલવે જો ! બંસીની ધૂનમાં ;
બંસીની ધૂનમાં, ખેલે રસતાનમાં. ક્હાન૦

ડોલી રહ્યો ક્હાન, બંસીની ધૂનમાં ;
થંભ્યાં કાલિન્દીનાં નીર, રાજ ! ક્હાન૦

ફરકે અલકલટ, બંસીની ધૂનમાં ;
નયને જાદૂના પ્રકાશ, રાજ ! ક્હાન૦

થંભ્યાં પંખેરું કંઇ બંસીની ધૂનમાં ;
છેડે અજબ કૈં સૂર, રાજ ! ક્હાન૦

ઘેલી ગોપાંગના બંસીની ધૂનમાં,
અવળાં ભૂષણ સજી ધાય, રાજ ! ક્હાન૦

પ્રેમદીપક ઝગે, બંસીની ધૂનમાં ;
ભવનાં બંધન છૂટી જાય, રાજ ! ક્હાન૦

સૌ. દીપકબા દેસાઈ



## ૧૫૬. અન્ધારાં

( ઢાળ : ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન ! )

આભથી અન્ધાર ઘેરાં ઊતર્યાં, રે બ્હેન !,
ના'વ્યો પ્રકાશ પગથાર :
જગે એકલી, રે બ્હેન !
શોધું, ભમું ને પથ ભૂલતી, રે બ્હેન !

શોધ્યો વસન્ત લીલી કુંજમાં, રે બ્હેન!
ખીલી કળીઓ કરમાય :
દિલ દાઝતાં, રે બ્હેન!
શોધું ભમું ને પથ ભૂલતી, રે બ્હેન!

શોધ્યો મ્હેં માનવીનાં યૂથમાં, રે બ્હેન!
મેલા કુટિલ એ વ્યવહાર :
ઝેર વરસતાં, રે બ્હેન!
શોધું, ભમું ને પથ ભૂલતી, રે બ્હેન!

શોધ્યો કથા પુરાણ–મન્દિરે, રે બ્હેન!
દીઠાં ત્હાં દંભ, અનાચાર :
જીવન શોષતાં રે બ્હેન!
શોધું, ભમું ને પથ ભૂલતી, રે બ્હેન!

શોધું હું કલ્પનાની સ્હાયથી, રે બ્હેન!
ઊડું–ઊડું ને પડું છેક :
વને એકલી, રે બ્હેન!
શોધું, ભમું ને પથ ભૂલતી! રે બ્હેન!

જ્યોત્સ્ના શુકલ



## ૧૫૭. વાડીનો મોરલો

વાડીના મોરલા! આવજે હો!
મ્હારી વાડીના મોરલા! આવજે હો!
મ્હારા ઘરચોકમાં નિત નિત આવજે;
વાડીના મોરલા! આવજે હો!

ત્હારી કળાએ ઉગી અગણિત ભાતો ;
એમાંની એક તો આલેખજે હો !
વાડીના મોરલા ! આવજે હો !

કલ્પનાની મંજરી શી કનકની કલગી ;
દોડજે, ઉમંગે ડોલાવજે હો !
વાડીના મોરલા ! આવજે હો !

મીઠા લાગે મ્હને ત્હારા ટહુકડા ;
ટહૌકી, કળાયલ ! નાચજે હો !
વાડીના મોરલા ! આવજે હો !

અન્તરની પ્રીત સમી ચાલ ત્હારી, મોરલા !
કૂદજે તું, દૂર ના ઉડજે હો !
વાડીના મોરલા ! આવજે હો !

અજ્ઞાત



## ૧૫૮. ખંજરી ગીત

રે ! જાગો, જુવાનો ! જાગો ! (૨)
પવન ફરીને લાગ્યો વાવા ;
વાદળ માંડયું છે ઘેરાવા ;
કહીં કહીં વીજળી કરે સળાવા :
જાગો, જુવાનો ! જાગો !
રે ! જાગો, જુવાનો ! જાગો !

પૃથ્વી જાણે પીઠ હલાવે ;
મહાસિંધુ તોફાન મચાવે ;
ઊંડેથી એવા ધ્વનિ આવે. જાગો, જુવાનો !૦

પ્રચંડ વાવાઝોડું થાશે,
વંટોળા ચઢશે આકાશે,
ઘરઘરનાં આંગણ ઘેરાશે : જાગો, જુવાનો !૦

સચિંત દુઃખના ભારે સોતી,
જનની મુખડાં જોતી જોતી,
ઊભી છે રણવગડે રોતી : જાગો, જુવાનો !૦

તન મન ધનથી છેક થઈ ક્ષીણ,
સંકટ સહતી પડી પરાધીન,
ઝંખે સ્વતંત્રતાનો એ દિન : જાગો, જુવાનો !૦

વિલાસની વાતોમાં ગાંડી,
પ્રેમકથાનાં સ્વપ્નાં છાંડી,
પરાક્રમે કંઈ પગરણ માંડી : જાગો, જુવાનો !૦

આંખ મહીંથી ઊંઘ ઉડાડો,
સકલ આપણો સાથ જગાડો,
યૌવનની રણતૂર વગાડો : જાગો, જુવાનો !૦

ત્રિભુવન ગો. વ્યાસ



## ૧૫૯. વાદળી ઘૂમે છે

વીજ ચમકે, મેહુલિયો ગાજે છે,
કરે મોર મીઠા ટહુકાર :
વાદળી ઘૂમે છે.

નેન ચમકે, હેતલડાં ગાજે છે,
કરે હૈયાં મીઠા ટહુકાર :
વાદળી ઘૂમે છે.

દિવસ ચમકે, રાતલડી ગાજે છે,
એમાં મીઠા જીવન ટહુકાર :
વાદળી ઘૂમે છે.

બ્રહ્મ ચમકે ને બ્રહ્માંડ ગાજે છે,
કરે આત્મા ઊંડા ટહુકાર :
વાદળી ઘૂમે છે.

ત્રિભુવન ગૌ. વ્યાસ



## ૧૬૦. બ્રહ્મબંસરી

ઘેરી મધુરી શી દૂર દૂર ગાજે,
અ નં ત બ્રહ્મ-બંસરી !
નાદ શ્રવણ સુણતાં, સખિ રે !
પ્રાણ પરવશ થઈ જાય; બ્રહ્મ-બંસરી. ઘેરી૦

દોડું હું દેખવા બારણે, ત્યાં
આંગણિયે ધ્વનિ થાય; બ્રહ્મ-બંસરી. ઘેરી૦

આંગણ આવું ઉતાવળી, ત્યાં
મંદિરિયે લહેકાય; બ્રહ્મ-બંસરી. ઘેરી૦

મંદિરિયે જઈ પેખતી, ત્યાં
મુજ ઉરમાં સંભળાય; બ્રહ્મ-બંસરી. ઘેરી૦

અંતરમાં જ્યાં સાંભળું, ત્યાં
અખિલ જગતમાં ગાય; બ્રહ્મ-બંસરી. ઘેરી૦

દૂર અતિ દૂર, તો ય પાસવે રે,
અણુ-અણુમાં ઊભરાય; બ્રહ્મ-બંસરી. ઘેરી૦

સુરતથી એ સાંભળે, તે
મસ્ત મગન થઈ જાય; બ્રહ્મ-બંસરી. વેરી૦

ત્રિભુવન ગૌ. વ્યાસ



## ૧૬૧. રામનામ

સીતારામનાં સન્તાન!
પુણ્યભૂમિનાં સન્તાન!
આવો, હો! રામનામ ઝીલવા.
નીતિરાજ્ય નિપુણતામાં રામરાજ્ય શોભતું;
સ્નેહલગ્ન શુદ્ધતામાં રામજીવન ઓપતું.
એવાં મોંઘેરાં ગાન
પ્રભુગીતડાં ને તાન
આવો, હો! રામનામ ઝીલવા.
માતૃપ્રેમ-પિતૃપ્રેમ-ભ્રાતૃપ્રેમ દર્શવા,
પતિપ્રેમ-પત્નીપ્રેમ-મિત્રપ્રેમ નીરખવા;
રામજીવનમાં માન
લઈ, ભારતીસન્તાન!
આવો, હો! રામનામ ઝીલવા.
પુનિત પગલે ગૃહેગૃહે સીતા સતી પધારે,
પત્નીભક્ત પતિ રામ જીવનમાં ઉતારે;
હિંદ સ્વર્ગને સમાન:
રામસીતાને ગાન:
સહુ ભારતીસન્તાન!
આવો, હો! રામનામ ઝીલવા.



ગો. દ્વા. રાયચુર

દિવસ ચમકે, રાતલડી ગાજે છે,
એમાં મીઠા જીવન ટહુકાર :
વાદળી ઘૂમે છે.

બ્રહ્મ ચમકે ને બ્રહ્માંડ ગાજે છે,
કરે આત્મા ઊંડા ટહુકાર :
વાદળી ઘૂમે છે.

ત્રિભુવન ગૌ. વ્યાસ



## ૧૬૦. બ્રહ્મબંસરી

ઘેરી મધુરી શી દૂર દૂર ગાજે,
અનંત બ્રહ્મ–બંસરી!
નાદ શ્રવણ સુણતાં, સખિ રે!
પ્રાણ પરવશ થઈ જાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

દોડું હું દેખવા કારણે, ત્યાં
આંગણિયે ધ્વનિ થાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

આંગણ આવું ઉતાવળી, ત્યાં
મંદિરિયે લહેકાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

મંદિરિયે જઈ પેખતી, ત્યાં
મુજ ઉરમાં સંભળાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

અંતરમાં જ્યાં સાંભળું, ત્યાં
અખિલ જગતમાં ગાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

દૂર અતિ દૂર, તોય પાસવે રે,
અણુ–અણુમાં ઊભરાય; બ્રહ્મ–બંસરી. ઘેરી૦

સુરતથી એ સાંભળે, તે
મસ્ત મગન થઇ જાય; બ્રહ્મ-અંસરી. વેરી૦

ત્રિભુવન ગૌ. વ્યાસ



## ૧૬૧. રામનામ

સીતારામનાં સન્તાન!
પુણ્યભૂમિનાં સન્તાન!
આવો, હો! રામનામ ઝીલવા.
નીતિરાજ્ય નિપુણતામાં રામરાજ્ય શોભતું;
સ્નેહલગ્ન શુદ્ધતામાં રામજીવન ઓપતું.
એવાં મોંઘેરાં ગાન
પ્રભુગીતડાં ને તાન
આવો, હો! રામનામ ઝીલવા.
માતૃપ્રેમ-પિતૃપ્રેમ-ભ્રાતૃપ્રેમ દર્શવા,
પતિપ્રેમ-પત્નીપ્રેમ-મિત્રપ્રેમ નીરખવા;
રામજીવનમાં માન
લઈ, ભારતીસન્તાન!
આવો, હો! રામનામ ઝીલવા.
પુનિત પગલે ગૃહેગૃહે સીતા સતી પધારે,
પત્નીભક્ત પતિ રામ જીવનમાં ઉતારે;
હિંદ સ્વર્ગને સમાન:
રામસીતાને ગાન:
સહુ ભારતીસન્તાન!
આવો, હો! રામનામ ઝીલવા.



ગો. હા. રાયચુરા

## ૧૬૨. બોલે છે મોર

( ઢાળ : મોંઘા આલાપ, લોલ ઉરના વિલાપ :
વેગળી વસન્તના મોંઘા આલાપ . )

બોલે છે મોર, બાલા ! બોલે છે મોર ;
કોને કોને બારણે બોલે છે મોર ? બોલે છે૦
ચમકંતી વીજ, છાયું બાદલ ઘનઘોર ;
કોને કોને બારણે બોલે છે મોર ? બોલે છે૦

થનગનથન નાચે ને ટિહૂ ટિહૂ ટહૂકે ;
ટહૂકડે દિગંત ભરે આઠે ય પ્હોર ;
કોને કોને બારણે બોલે છે મોર ? બોલે છે૦

ગર્જંતો મેઘ, મીઠાં વર્ષંતાં અમૃત ;
સૃષ્ટિ એ વૃષ્ટિમાં કરતી અંઘોળ ;
આજ કોને બારણે બોલે છે મોર ? બોલે છે૦

બોલે છે મોર, વ્હાલા ! બોલે છે મોર ;
નંદજીને પારણે બોલે છે મોર . બોલે છે૦

નયણે સૂરજ, મુખડે ચંદ્ર ચકોર ;
બ્રહ્માંડનો નાથ ઝૂલે નવલ-કિશોર ;
આંગણે આંગણે એનો કલશોર .



કેશવ હ.

## ૧૬૩. સૌભાગ્યચાંદલો

( ઢાળ : જમનાને કાંઠડે કળાયલ મોરલો,
મોરલા રે ! ત્હારાં મનગમતાં મૂલ. )

સૃષ્ટિસોહાગ, રાજ ! પુનમનો ચાંદલો ;
ચાંદલો રે, ચમકે પોયણીને પ્રાણ :

વનને સોહાગ રાજ! માણીગર મોરલો ;
મોરલો રે, નાચે ઢેલડને ધ્યાન : સૃષ્ટિ૦

ગાજે છે મેહુલો, ને ઝબૂકે છે વીજળી ;
વીજળી રે, નાચે ઘનને રસપાન : સૃષ્ટિ૦

સંસારે સોહ્યલો રે, માણીગર મોરલો ;
મોરલો રે, સોહે ભવને સુકાન : સૃષ્ટિ૦

જીવનસોહાગ, રાજ! સૌભાગ્યચાંદલો ;
ચાંદલો રે, સોહે શીલને સન્માન : સૃષ્ટિ૦

કેશવ હ. શેઠ



## ૧૬૪. અમૃતવર્ષણ

( ઢાળ : એક ન્હાનું સરીખું બાળ, રે બ્હેન !
આવ્યું છે આપણે આંગણિયે )

તીરે તરસ્યાં ઊડે છે પેલાં પંખેરુબાળ,
મેહુલા! મીઠડું વરસી જા :
તપોવનનાં પંખેરુ ઝંખે હવા હૂંફાળ,
વાદળી! ઝરમર વરસી જા : તીરે૦

કોઈ ઝીંટી કાંટાળી ઝાડિયો જો,
હાં રે કીધી વેરાનશી વાડિયો જો :

લૂંટી કલ્પલતા, ને ગૂંથી માયાવી જાળ,
મેહુલા! મીઠડું વરસી જા :
તપોવનનાં પંખેરુ ઝંખે હવા હૂંફાળ,
વાદળી! ઝરમર વરસી જા : તીરે૦

ફૂટે સ્વાતિ-ફૂવારા ત્હારા સિન્ધુડે જો !
છલકાવી દે ક્યારા અમીબિન્દુડે જો :

પ્રાણપંખેરુ ઝંખે મુક્તિમેળો રસાળ,
દૂ ધ ડે, દે વ દૂ ત ! વ ર સી જા :
હાં રે ભારતને ભેખ તપે તપસી ત્રિકાળ:
ભા ર તિ ! અ મૃ ત વ ર સી જા : તીરે૦

કેશવ હ. શેઠ



## ૧૬૫. કોઇ કહો એ ચાંદલિયાને

( ઢાળ : કોઈ કહો એ કોયલડીને ગાયાં કરે. )

કોઇ કહો એ ચાંદલિયાને વ્હેલો ઊગે ;
વ્હેલો ઉગે, રાત આખી ઝગે ! કોઇ૦

સરખી સાહેલી મળી રાસ રચ્યો છે ;
પ્રેરે ઉજાસ, ફેંકી કિરણ જગે : કોઇ૦

ન્હાના ન્હાના તારલિયાઓ સાથે ઊગે ;
અમીરસને સીંચે અમ રગે રગે : કોઇ૦

અમ રાસ જોવાને જરા થોભે નભે ;
જેથી શોભે અતુલ અમ રાસ જગે : કોઇ૦

જનાર્દન પ્રભાસ્કર



## ૧૬૬. બ્રહ્મબંસરી

ઊંડી ઊંડી આંબલિયાની કુંજે, હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

કોણ તહીં એ પ્રણયમંત્ર ગુંજે ? હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

સાખી : કોણ અમારી કુંજમાં રેલે મધુરાં ગીત ?
મોર કોયલ નાચતા સુણી બ્રહ્મસંગીત !
કોઈ કહેશે 'કુહૂ' છે કોની વૈખરી ? હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

સાખી : અંતરનાં ઊંડાણમાં ઊતરે એ પડછન્દ ;
ઉર ઊછળે રસ ઝીલતાં, દે દૈવી આનન્દ :
કોઈ વાળશો સૂરાવલિ જતાં સરી ? હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

સાખી : ફૂલફૂલડે તરૂપાંદડે છાઈ રહી વસન્ત ;
કવિકુલનાં રસગીતમાં કો રસભાવ ભરન્ત :
હું તો વસન્તવધામણે નીસરી, હો રાજ !
છેડે એ કોણ બ્રહ્મબંસરી ?

જનાર્દન પ્રભાસ્કર



## ૧૬૭. ફૂલડાં કેમ વીણીયે ?

ખીલે ખીલે ને ખરી જાય રે,
ફૂલડાં કેમ વીણીયે ?
આજ ઊગે, કાલે કરમાય રે,
ફૂલડાં કેમ વીણીયે ?
વીણું ગુલાબ ને વાગે કાંટા રે,
ફૂલડાં કેમ વીણીયે ?

એવા કુદરતના છે આંટા રે,
ફૂલડાં કેમ વીણીયે ?
ત્હો ય એમાં પરોયા મુજ પ્રાણ રે,
ફૂલડાં કેમ વીણીયે ?
મ્હને દુભવવાની દો એને આણ રે,
ફૂલડાં કેમ વીણીયે ?
જોઇ સૂનાં સરોવર તીર રે,
ફૂલડાં કેમ વીણીયે ?
બ્હીતી બ્હીતી પેસું આછે નીર રે,
ફૂલડાં કેમ વીણીયે ?
ધીરી લહરી ડોલાવે કમલ–અંગ રે,
ફૂલડાં કેમ વીણીયે ?
ત્યાં ભમરો આવી દે ડંખ રે,
ફૂલડાં કેમ વીણીયે ?
ત્હો ય એમાં પરોયા મુજ પ્રાણ રે,
ફૂલડાં કેમ વીણીયે ?
મ્હને ડંખવાની દો એને આણ રે,
ફૂલડાં કેમ વીણીયે ?
એમ ફૂલડાં વીણતાં હું હારી રે,
ફૂલડાં કેમ વીણીયે ?
ગઇ ચંપા પાસે પરભારી રે,
ફૂલડાં કેમ વીણીયે ?
નહિ કાંટા કે ભમરાનો ત્રાસ રે,
ફૂલડાં કેમ વીણીયે ?

ત્યહારે દીઠો ત્યાં સર્પ તણો વાસ રે,
ફૂલડાં કેમ વીણીયે?
ત્હો ય એમાં પરોયા મુજ પ્રાણ રે,
ફૂલડાં કેમ વીણીયે?
મ્હને કરડવાની દો એને આણ રે,
ફૂલડાં કેમ વીણીયે?

જનાર્દન પ્રભાસ્કર



## ૧૬૮. ભારેલો અગ્નિ

(ઢાળ : લે! લે! મોતી વેરાયલ ચોકમાં)

જો! જો! અગ્નિ ભાર્યો છે અહીં રાખમાં,
એમાં ભસ્મે છૂપ્યા છે અંગાર : જો! જો!૦
જો! જો! કરતાં ન કોઈ એની છેડ,
એ તો કરશે સ્વાહા સંસાર : જો! જો!૦
એમાં જ્વાલામુખીનું જોમ છે,
ચિનગારીના થાશે ચમકાર : જો! જો!૦
કદી પુણ્યપ્રકોપ એનો થતાં,
મહાનલને લાગે નહિ વાર : જો! જો!૦
બધે ક્રાન્તિ એ ક્રૂર સળગાવશે,
કરી દેશે દુનિયાને ખુવાર : જો! જો!૦
બધે પ્રલયની જ્વાલા ફેલાવશે,
એની સાથે રમતાં ખાશો હાર : જો! જો!૦

જનાર્દન પ્રભાસ્કર



## ૧૬૯. શરદનો રાસ

આજ મારી ચૂંદડીએ
ચાંદની ચળાય રે,
ચાં દ ની ચ ળા ય,
પ્રાણપાંદડી ડગાય રે. આજ૦

અજવાળી કળીઓની
માળાઓ ઝૂલતી;
ચક્ષુનાં નીલ ફૂલ
ઢ ગ લે ઢળાય રે. આજ૦

ઢોળાયલું ધવલ હાસ વિધાત્રી કેરૂં
રોપી જશે નવલ બાલમુકુંદ ઘેરૂં;
અપ્સરાનાં બોલવૃન્દ
દેવ નૃત્ય માંડે;
ગ ગ ન અટારીઓની
શોભા ઝૂલાય રે. આજ૦

સૌન્દર્યના કિરીટ શો અભિરામ ચંદ્ર
ડોલાવતો હૃદય શર્મિલી પૌર્ણિમાનું;
જે સાંભળે પ્રથમ મંગલ ધોળ લગ્ને.
શ ર દ-વિ રા ટ કે રો
પ્રગટ ઉઘાડ ખૂલ્યો;
અંતરનો એક રંગ
આભે ભળાય રે. આજ૦

દેશળજી પરમાર



## ૧૭૦. ફૂલબાળાનો રાસ

હાં રે, ઘેલી-ઘેલી અકેલી ફૂલબાળા !
હો ! રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ :
હાં રે, પેલી-પેલી અધૂરી ફૂલમાળા
હો ! રંગ એ રૂપાળા ભૂલી જશો ન લોલ.

સાખી : લોચન ચડશે મેહુલો, ચાતક કરસે સાદ ;
પલપલ હેત-ઉત્સવમાં ખીલે બકુલ ગુલાબ.

હાં રે, જેવી-જેવી મધુરી વીજળીવાળા,
હો ! પંથ એ નિરાળા ચૂકી જશો ન લોલ ;
હાં રે, એવી-એવી હઠીલી ફૂલબાળા !
હો ! રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ.

સાખી : મસ્તક ધરશું મોગરો, ચરણે ડોલર-પુંજ ;
પધાર, પ્રભુની લાડિલી ! કરિયે ઘડીની ગુંજ.

હાં રે, પ્રાણપ્યારા હસે છે હરિયાળા,
હો ! સાથ એ રસાળા તજી જશો ન લોલ ;
હાં રે, બ્હેલી-બ્હેલી, રીસેલી ફૂલબાળા !
હો ! રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ.

સાખી : ફૂલ ફૂલ વાસ-પરાગમાં ભરી જન અંતરભાવ ;
આપ જગતને, બ્હેન ઓ ! ફૂલજીવનના લ્હાવ.

હાં રે, ગૂંથો-ગૂંથો અમર વરમાળા,
હો ! આત્મ ઉજમાળા મેલી જશો ન લોલ ;
હાં રે, ઘેલી-ઘેલી અકેલી ફૂલબાળા !
હો ! રાસ રઢિયાળા મૂકી જશો ન લોલ.

દેશળજી પરમાર

## ૧૭૧. મધુવનમાં

મધુવનવિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે !
સુર-સરિતાનીરસિંચનથી શો બાગ અલૌકિક ખીલ્યો રે !
મધુવન વિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે !

**સાખી** : સમીર ઉરે પ્રભુતા ઝરે, ખગ લાગ્યું ઇશિતાન ;
નિર્ઝર ફેનિલલાસ્યમાં કરતો પ્રભુગુણગાન .

પ્રાસાદિકામાં પ્રસાદ ઈશનો ગ્રહી ચિત્ત ખેલી લ્યો રે ;
મધુવનવિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે !

**સાખી** : બંસી મંજુલ વાજતી . છેડી આત્મ-સુતંત્ર ;
પ્રભુમય ઉર ઘેલાં કર્યાં છાના ગુંજી મંત્ર .

પ્યાલી ભરી એ મધુવન મધુની, વ્હાલાં ! પીઓ-પીઓ રે ;
મધુવનવિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે !

**સાખી** : અમીઅંજન નયને કરી રસમય કીધાં ઉર ;
દ્વૈત સ્મૃતિપથથી જતાં વહે સ્નેહનું પૂર .

આવો, આવો, રમિયે, વ્હાલાં ! સ્નેહરસે ખેલી લ્યો રે ;
મધુવનવિટપે ભમતાં ભમતાં કુસુમામોદ શું ઝીલ્યો રે !

**કારમલન**



## ૧૭૨. દીપક

દીવો ધરો હો ! દીવો ધરો,
ભૂલ્યાંને પન્થ, સન્ત ! દીવો ધરો હો !
દીવો ધરો હો ! દીવો ધરો,
આત્માનાં અમૃતનો દીવો ધરો હો !

જગની ઝાડી ઘોર, બીપણ ભૂલામણી
    અન્ધારાં કારમાં એનાં હરો !
    ભૂલ્યાને પન્થ, સન્ત! દીવો ધરો હો !

કોટિ-કોટિ હૈયાંને નિત્યે અજવાળતો,
    કહોને, હશે ક્યહાં એ ચેતનઝરો ? ભૂલ્યાંને૦

નીલમ માણેક ને મોતીનાં તેજે,
    અંજાયાંનો ક્યહાં તે હીરો ખરો ? ભૂલ્યાંને૦

ઓથાર દાબ્યાં ઉરને જગાડી,
    આશાનાં ત્હેમાં કિરણો ભરો! ભૂલ્યાંને૦

નિજનાં-પરાયાંના ભેદો ભૂલાવતા,
    જગને ચોકે કોટિ દીવા કરો! ભૂલ્યાંને૦

**સ્નેહરશ્મિ**



## ૧૭૩. એ

( ઢાળ : હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે )

હું તો ડુંગર ચ્હડું ને આભ ઊતરું રે !
એનાં પગલાં જડે નહિ ક્યહાં ય રે ;
    ડુંગર ચ્હડું ને આભ ઊતરૂં રે !

હું તો વીણા વગાડું નામ ઊચરૂં રે ,
મ્હારો વણસુણ્યો સાદ શમી જાય રે ;
    ડુંગર ચ્હડું ને આભ ઊતરૂં રે !

હું તો દીવા કરૂં ને જગત્ નીરખું રે ,
એના ઓળા પડે નહિ ક્યહાં ય રે ;
    ડુંગર ચ્હડું ને આભ ઊતરૂં રે !

હું તો વીજે ઝૂલું, સમુદર ઊછળું રે,
મ્હારાં સોણાં સરી-સરી જાય રે:
ડુંગર ચ્હડું ને આભ ઊતરૂં રે!

હું તો ચાંદાસૂરજ ઊગું, આથમું રે,
એનાં ઊગમણાં તેજ ના ભળાય રે:
ડુંગર ચ્હડું ને આભ ઊતરૂં રે!

સ્નેહરશ્મિ



## ૧૭૪. ભતવારી

ગોધણ ધણીની ભતવારી રે,
હું ગોધણ ધણીની ભતવારી;
આંખો ને હું પ્રેમ-ક્યારી રે,
પતિ આંખો ને હું પ્રેમ-ક્યારી.
સેંથડે સિંદૂરઃ પ્રેમનાં આંજણ,
આંજ્યાં આંખે મતવારી;
ઢેલડી જેવી હું થનગન નાચું,
આવને, મોરલા રબારી! રે: હું ગોધણ૦

રૂમઝૂમ રૂમઝૂમ ઝાંઝર ઝમકે,
ભાલે શી સ્નેહની સિતારી;
ખેતર ખૂંદીને કંથ થાકીને આવે,
દેખે ત્હાં થાક દે વિસારી રે. હું ગોધણ૦

હળવે ઉતારી ભાત, મહીડાં પીરસું,
ફૂલડાંની પાથરૂં પથારી;
કંથડને કાજ ઘર રેઢું મૂકીને,
આવું સીમે દા'ડી દા'ડી રે: હું ગોધણ૦

વ્હાલમને છોગલે ગૂંથું ચંબેલડી ,
પીં છાં ગૂં થું હું સ મા રી ;
જોઇ જોઇને એ મુખ રળિયામણું ,
હૈ યા માં ઊ ડ તી ફુ વા રી રે : હું ગોધણ૦

કૃષ્ણલાલ શ્રીધરાણી

## ૧૭૫. વીજળી છુપાઇ જાય ક્યાં ?

ઝબકી ઝબકીને જરી વિશ્વને ઉજાળતી,
વીજળી ! આભમાં છૂપાઇ જાય ક્યાં ?
સાગરનાં નીરનાં તરંગને પરોવતી,
વીજળી ! આભમાં છૂપાઇ જાય ક્યાં ?

કાળા ઘનઘોર દુર્ગ નયને ભેદાય ના ,
આવે ને જાય તોય માર્ગ કો જણાય ના ;
જગનું અંધારપૂર ભયથી ભરી ભરી
વીજળી ! આભમાં છૂપાઇ જાય ક્યાં ?

તેજના કટાક્ષ તીક્ષ્ણ હૈયે સ્હેવાય ના ,
તેજ હોલવાતાં અંધારે રહેવાય ના ;
આવી આવીને દૂર જઇને સતાવતી,
વીજળી ! આભમાં છૂપાઈ જાય ક્યાં ?

बादरायण

## ૧૭૬. ક ન્હૈ યા ને

( ઢાળ : મધુરી શી મોરલી બજાવજે, કન્હૈયા ! )

મોરલીમાં ગાયું એવું શું ત્હેં ? કન્હૈયા !
મોરલીમાં પાયું એવું શું ત્હેં ? કન્હૈયા !

છીપી તૃષા ન મ્હારા આત્મની , કન્હૈયા !
છેડી જજે એ મોરલી ફરી , કન્હૈયા ! મોરલીમાં૦

સૂનું મધુવન ફરી ગજાવજે , કન્હૈયા !
અચેતમાંહી ચેતના જગાવજે , કન્હૈયા ! મોરલીમાં૦

અજબ અંજનો અમીનાં આંજજે , કન્હૈયા !
અમને રસઝકોરમાં ભીંજાવજે , કન્હૈયા ! મોરલીમાં૦

મોંઘેરી ગા ફરી તું રસગીતા , કન્હૈયા !
વિશ્વસ્નેહ કેરી એહ સંહિતા , કન્હૈયા ! મોરલીમાં૦

મોરલીમાં જગતભાન ભૂલાવજે , કન્હૈયા !
રસછોળે આતમ છલકાવજે , કન્હૈયા ! મોરલીમાં૦

રમણીક કી. મહેતા



## ૧૭૭. પનિહારી

પનિહારી ! પનિહારી !
જરા ધીરી ધીરી ધીરી ચાલ :
જળે ભીંજે ત્હારી ચુંદલડી રે .

પનિહારી ! પનિહારી !
સૂરજ સમ ચળકે તુજ ગગરી :
નયન વિકાસી નીરખે નગરી :
ધીરી ધીરી ધીરી ચાલ : જળે૦

પનિહારી ! પનિહારી !
જમુનાજળ મહીંથી ઉભરાયે :
ઊભરાઇ એ તુજ પર ઢોળાયે :
ધીરી ધીરી ધીરી ચાલ : જળે૦

પનિહારી! પનિહારી!
મુખડું ભીંજાયું, પાંપણ ભીંજાઇ:
પચરંગી આ ચુંદડી રંગાઇ:
ધીરી ધીરી ધીરી ચાલ: જળે૦

રમણીક કી. મહેતા



## ૧૭૮. પનઘટ વાટે

( ઢાળ : મ્હારી વાડીમાં આંબો ફાલ્યો )

પનઘટ વાટે પનિહારી, એ
ધીરાં ડગલાં ધરતી, પગલી ખરતી રે;
ગગરી છલકે હો!

કંચન બેડલું ને રૂપલા ઇંઢોણી,
રૂમઝૂમ ઘૂઘરી ધમકે, ધરતી ધમકે રે;
ગગરી છલકે હો!

લજ્જાશીલ લલના પાલવ જોતી,
આછા ઘૂંઘટ ખોલે, મદભર ડોલે રે;
ગગરી છલકે હો!

ભાલે કુમકુમ ટીલડી સોહે,
અંબોડે ફૂલની વેણી, સર્પની ફેણી રે;
ગગરી છલકે હો!

કૂવાને કાંઠડે હેલ ભરી ઉભી,
સહિયર શું ગોઠડી કરતી, દુઃખ પલ હરતી રે;
ગગરી છલકે હો!

વૃક્ષોને ઓથડે, સન્ધ્યાની સુરખી,
શીળી સમીર લ્હેરો ફરકે, મુખડું મલકે રે ;
ગગરી છલકે હો !

ધેનુનાં ધણ ચારી જાતા ગોવાળા,
ધીરી ધીરી બંસરી બોલે, હૈયાં હીલોળે રે ;
ગગરી છલકે હો !

સાસૂને બોલે, નણંદને મેણલે,
પનિહારી પંથે પળતી, કે સન્ધ્યા ઢળતી રે ;
ગગરી છલકે હો !

શાન્તિકુમાર પંડયા



## ૧૭૯. કાલિંદી કાંઠડે

( ઢાળ : કેમ કરી પાણીડાં ભરાય રે ભમ્મરિયા કુવાને કાંઠડે ? )

મથુરાથી નીસરી ગોવાલણી રે, રાજ !
રાધા રંગીલી વ્રજનાર રે ;
ક્હાનો કાલિંદીને કાંઠડે.

મહીની મટુકી ભરી સંચરી રે, રાજ !
વ્રજના મારગડે જાય રે ; ક્હાનો૦

ઘેરી ઘટા ને ઊંચા ટેકરા રે, રાજ !
ઊંડા યમુનાજી કેરા ઘાટ રે ; ક્હાનો૦

ગોધણ ચરે ને બંસી બજે રે, રાજ !
કાનુડો કદંબ કેરી ડાળ રે ; ક્હાનો૦

ગોરસ દે ને, ગોવાલણી ! રે, રાજ !
મારગનાં મૂલ મોંઘાં થાય રે ; ક્હાનો૦

વ્રજના ગોવાળ! થા મા આકળો રે, રાજ!
હું છું મ્હોટાં કેરી બાળ રે: ક્હાનો૦

ગોરસ દોને, ગોરી! દાણમાં રે, રાજ!
યમુના ઘાટ રખેવાળ રે: ક્હાનો૦

માખણના ચોર, કાળા કા'નુડા! રે રાજ!
ઘેર ઘેર છૂપી પીતો છાશ રે: ક્હાનો૦

ખેંચી ગોવાલણીની ગોરસી રે, રાજ!
ફોડયાં મહી કેરાં માટ રે: ક્હાનો૦

ગોરસ ઢળે ને ગોરી નીતરે રે, રાજ!
મુખડાની લટ ભીંજાય રે: ક્હાનો૦

જોજે, જશોદાના લાડકા! હો રાજ!
કેવો ઘડાવું ત્હારો ઘાટ રે! ક્હાનો૦

શાન્તિકુમાર પંડયા



## ૧૮૦. મૈયા મધુરી શારદા

મૈયા મધુરી શારદા, સુભાવદા;
નિરંજની, બ્રહ્મનંદિની, બ્રહ્મચારિણી;
જીવન-પ્રાણદા. મૈયા૦

સરલ સત્ય અમલ જીવનમંત્રથી રે,
સ્વતંત્રતા ને શુદ્ધતાના તંત્રથી રે,
ચેતનમાં ચમકાર કરે, અંતરમાં અંબાર ભરે;
જીવનના મનમોહ હરે, અણગણ ઉપકાર કરે:
પ્રાણ-પ્રેરણા. મૈયા૦

સાખી : રસમય સંગીત રાગિની, લયમય બીન ઝંકાર ;
રૂપ દર્શાવે હૃદયનાં, ઉર રમણા ૐકાર :
વિમલ સ્મિત વિલસે વદનચંદ્રમાં રે ;
જ્વલંત જ્યોત ઝલકે નયનદ્વંદ્વમાં રે :
ચેતનમાં૦

સાખી : ઘેરાં મંથી જળ ઘણાં વમળે ફૂંખે પ્રાણ ;
તારી અમૃતતેજથી કરતી તું કલ્યાણ :
ચેતનમાં૦

**ચૂનીલાલ ત્રિ. તારકસ**



## ૧૮૧. યુ ગ રે ખા

મ્હેકે ભારતનો બાગ (૨)
ફૂલડાં ફોરે નવયુગનાં ;
ઊડે પ્રેમનો પરાગ (૨)
ફૂલડાં ફોરે નવયુગનાં .

નવજીવનપ્રભાતના વિશુદ્ધ વાયુ વાય છે ;
જનનીનો ઝળહળે સોહાગ :
ફૂલડાં ફોરે નવયુગનાં . મ્હેકે૦

સત્યને સહકાર દિવ્ય ચેતના મધુ હસે ;
ટહુકે હૃદય–કોકિલાના રાગ :
ફૂલડાં ફોરે નવયુગનાં . મ્હેકે૦

સ્વાર્પણની દેવસરિત વૃક્ષવૃક્ષ વહી રહી ;
શીખવતી તળાવોને ત્યાગ :
ફૂલડાં ફોરે નવયુગનાં . મ્હેકે૦

અક્ષયમૂળ-વૃક્ષ વિમળ શીતળ છાંય ઢોળતાં ;
ઉતારે હૈયાનો થાક :
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

કૃત્રિમતાતણી ઉતારી કાંચળી, કુદરતલીલા
છોડે પિનાકીના પિનાક :
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

ઋતુ ઋતુના રાજની વિરાજે મુકુટમંજરી ;
મ્હાલે જગ મધુકર મહાભાગ :
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

ફૂલફૂલે કવિબુલબુલો સુણાવે આત્મબોલડા ;
શો થશે સ્વરાજ ફૂલ વિપાક !
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

પ્રણવનાદપૂર્ણ માળી મોહનની મોરલી ;
ડોલાવે દિશ-દિશના નાગ :
ફૂલડાં ફોરે નવયુગનાં. મ્હેકે૦

અંધકવિ હંસરાજ



## ૧૮૨. સ્વરાજ્યનો સન્દેશ

અનિલ ! આજ કહેજે સંદેશો સ્વરાજ્યનો ;
ગૃહે ગૃહે તું કહેજે સંદેશો સ્વરાજ્યનો.

પૂર્વ ને પશ્ચિમ પડ્યાં ભારતનાં બાળ જે,
ઉત્તર ને દક્ષિણે વસેલી આર્ય શક્તિને ;
ભૂગર્ભમાં ને વ્યોમમાં વિહારી હિન્દશક્તિને. કહેજે૦

આર્ય જૈન પારસી આ વિશ્વમાં પ્રખ્યાત છે;
હિન્દદેવીખોળે આજ ગૌર ખ્રિસ્તી ભ્રાત છે;
હિન્દુ મુસલમાન શીખ ભારતીસંતાનને. કહેજે૦

સ્વરાજ્યને હિંડોળે હિન્દબાળને હીંચાવજે;
આર્ય પત્નીઓને પાઠ ત્યાગના પઢાવજે;
સ્વરાજ્યભેરીનાદે ભારત-વીરને જગાડજે. કહેજે૦

પ્રેમ શૌર્ય હર્ષ આશ ને પ્રકાશ નેણમાં;
વિવેક સત્ય ન્યાય ને માધુર્ય હશે વેણમાં;
ઐક્ય ત્યાગ સંયમોના ધર્મને સ્હમજાવજે. કહેજે૦



અજ્ઞાત

## ૧૮૩. અમૃતઘડલી

અમે તો લીધી છે આજ અમૃતઘડૂલી;
ભરિયે ભરિયે ને ઢલવિયે, હો રાજ! અમે૦

સ્વર્ગની સુરગંગાએ એ સાંપડી;
જગતે ઢલવવા નીસરિયે, હો રાજ! અમે૦

કંઇ કંઈ કરમાય છે માનવકલિકા;
તેને સુધાએ ભીંજવિયે, હો રાજ! અમે૦

સ્નેહ-સૌજન્યની દેવી અમે સહુ;
હોંસે હોંસે વિકસવિયે, હો રાજ! અમે૦

દેવોનાં દ્વારનો અમુલખ આશનો
મોંઘો સન્દેશો પાઠવિયે, હો રાજ! અમે૦

નૈરાશ્યે ઘેરાયેલ કુમળાં ઉરોનાં
અશ્રુ લૂછીને હસવિયે, હો રાજ! અમે૦



કુસુમાકર

## ૧૮૪. વેણુનાદ

**સાખી :** નિજ નિજ વિષયે સ્વાદ લે ઇન્દ્રિય થઈ રસલીન ;
વિષય એક વશ સર્વને, સૂર મધુરા સહ મીન .

મધુર વેણુનાદ આવે,
સુણ, સખિ ! મનહર કેવો
મધુર વેણુનાદ આવે.

યમુના તે તટ રળિયામણું રે,
શ્રી કુંજઘટા શ્યામ છાઇ !
વજાડે શ્યામ મુરલી, સખીરી ! સુણ સખિ૦

મીઠી મૃદુલ સમીરલહેર, શીતલ વારી,
આલિંગી વહે ઉપવને-વને;
કુંજ કેરાં રે, આભ કેરાં રે,
શ્વેત મુક્તા લૂંટી લાવતી.
ક્લાન્તિ-ભ્રાન્તિ ટાળતી, શાન્તિ પરમ વાળતી. મીઠી મૃદુલ૦

પશુપક્ષી વૃક્ષ વિષે
બની અધીર કુંજ ધસે;
સૂર દિશે :

સૃષ્ટિ, સદન, અવની, ગગન, હસિત વદન મગન ભાળિયેઃ
સુરતિ, સૂરથી, રાચતી રાચતી,
વિરહી વિરહીએ. મધુર૦

વૃક્ષપર્ણ, સરિતનીર, હીન ગતિ ભાળિયે;
ભાનુ, ચંદ્રબિંબ, વીજ ચમકતી રે ન્યાળિયેઃ
શ્વાસમાં, પાસમાં,
લલિત વશ વિભુ. મધુર૦

અજ્ઞાત



## ૧૮૫. રસરેલ

રસની રસરેલ, સખિ ! ક્‌હારે રેલાવશો ?
રેલીને રસમાં ડૂબાવશો ? સાહેલડિ ! રસની૦

સાખીઃ હૃદયે રસભક્તિ ભરી, પ્રભુતા પૂરી પૂર !
આત્મોજસ્ અણમૂલ વડે પ્રકટાવી કાંઇ નૂર !
એથી જીવન ક્યારે વિશ્વનું ઉજ્જ્વળશો ?
ચેતના નવીન જગાડશો ? રસવેલડિ ! રસની૦

સાખીઃ પવિત્રતા ને પ્રેમના પરાગ રસતા પ્રાણ !
અજવાળે જગહૃદયને પુણ્યકિરણ રસભાણ !
એવા રસલ્હાણે વિશ્વ સ્વર્ગ શું સુહાવશો ?
માનવને દેવ બનાવશો ? અલબેલડિ ! રસની૦

સાખીઃ સ્વદેશ રસ રેલાવતાં, માતૃચરણ થઇ લીન,
આત્માને પ્રભુમય કરી, બજાવી તું-તું બીન;
જાગી-જગાડી જગત્ ઐક્યથી રસાવશો ?
ઘરઘર રસહેલી મચાવશો ? ઓ ઘેલૂડિ ! રસની૦

સાખીઃ લક્ષ્ય ધરી ૐકારનું, પૂરક-રેચક-પ્રાણ !
કુંભક ધરને સ્થાપતાં બ્રહ્મરંધ્ર એંધાણ !
યોગિની બનીને ક્‌હારે વિશ્વને ઉદ્ધારશો ?
મણિમય પ્રભુને પમ[illegible] ? [illegible]રેલડિ !



## ૧૮૬. ર જ ની

મ્હારી સજનિ! ચાલો, રમિયે રજની,
રે...મનડાં ઠરતાં ઉપવનકુંજમાં;
શાણી ભગિની! આવો, ભરિયે મટુકી,
રે...ઝરણાં ઝરતાં પર્વતશૃંગમાં.

કુંજ નિકુંજ, પુષ્પનાં પુંજ,
વૃક્ષનાં ઝૂંડ, રાનસર ખૂંદતાં. મ્હારી૦

**સાખી :** બંસી બજી વ્રજચંદ્રની નંદનવનની માંહ્ય;
સુણતાં સુણતાં ગોપીનાં ઉરમન ઘેલાં થાય:

જોને, સખિ! પેલી કળી ખીલી,
વિકસેલી વેલી હર્ષે થઈ ઘેલી,
કેવી નાચે વળી તરુવરશૃંગમાં! મ્હારી૦

**સાખી :** માત હિન્દની ભૂમિમાં કરવા લીલા લ્હેર,
દીધા અવતાર પ્રભુજીએ, સફળ હુવો આ દેહ:

વ્હાલી બ્હેની! ચાંદની ચમકે,
તારલા ઝબકે, સરોવર સળકે,
કુમુદ વિકસે અણમોલી પ્રીતમાં;
સારસ જોડલાં, રમતાં હંસલાં,
બોલતા મોરલા, મેઘ રૂડા ગાજતાં. મ્હારી૦

**સાખી :** સમીર સુખકર, વાડી ન્યારી, અંગ ઉમંગ ન માય;
કળા અકળ કિરતારની, પામી ના જ શકાય:
રા...સ...ઝ...રં...તાં... મ્હારી૦

અજ્ઞાત

❦

## ૧૮૭. નયન રસીલે

નન્દકુંવર ! તોરે નયન રસીલે, સખિ !
જાદૂભરે, જાદૂભરે.
માથે મુગટ, કા'ના ! મુખમેં બંસરિયાં ;
કૃષ્ણ લેકે ખડે, લેકે ખડે,
મુરલી બજી શ્યામકી, સખિ !
જાદૂભરે, જાદૂભરે. નન્દકુંવર !

નટ જમુનાકે તીર ;
અબ ગોપીયન મન બસી,
જબ ધરત કછુ નાહી ધીર, રસિલે સખિ !
જાદૂભરે, જાદૂભરે. નન્દકુંવર !

**સાખી :** ઐસે નિર્દય નાથસે નેહા કૌન લગાય ?
કૃષ્ણ મથુરા જા બસે, અબ કુબજાકે મનભાય.
રસીલે, સખિ !
જાદૂભરે, જાદૂભરે.
નન્દકુંવર ! તોરે નયન રસીલે, સખિ !
જાદૂભરે, જાદૂભરે.

**અજ્ઞાત**



## ૧૮૮. ડોલરિયો દરિયા પાર

દળ હાલ્યાં ને વાદળ ઊમટયાં,
મધ દરિયે ડૂલેરાં વ્હાણ : મોરલી વાગે છે.
એક હાલાર શહેરના હાથીડા,
કાંઇ આવ્યા અમારે દેશ : મોરલી વાગે છે.

છેલછોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયા પાર: મોરલી વાગે છે.
એક ઘોઘા તે શહેરના ઘોડલા,
કાંઇ આવ્યા અમારે દેશ: મોરલી વાગે છે.
છેલછોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયા પાર: મોરલી વાગે છે.
એક વાળાક શહેર વેલડી,
કાંઇ આવી અમારે દેશ: મોરલી વાગે છે.
છેલછોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયા પાર: મોરલી વાગે છે.
એક ચીતળ શહેરની ચુંદડી,
કાંઇ આવી અમારે દેશ: મોરલી વાગે છે.
છેલછોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયા પાર: મોરલી વાગે છે.
એક સૂરત શહેરની સાડીઓ,
કાંઇ આવી અમારે દેશ: મોરલી વાગે છે.
છેલછોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયા પાર: મોરલી વાગે છે.
એક મુંબઇ શહેરનાં મોતીડાં,
કાંઇ આવ્યાં અમારે દેશ: મોરલી વાગે છે.
છેલછોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયા પાર: મોરલી વાગે છે.
એક દખણ શહેરના ઢોળિયા,
કાંઇ આવ્યા અમારે દેશ: મોરલી વાગે છે.

છેલછોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયા પાર: મોરલી વાગે છે.

લોકગીત



## ૧૮૯. ઝેરી કાંટો

હું તો ભૂંભલાં વીણવા ગઇ'તી રે, રાજલ મારવાડી!
મને ઝેરી કાંટો વાગ્યો રે, રાજલ મારવાડી!

મારા સસરાને તેડાવો રે, રાજલ મારવાડી!
મારા સસરા વૈદ તેડાવે રે, રાજલ મારવાડી!
નૈ જીવું, કેસરિયાલાલ! કાંટો ઝેરી છે.

મારા જેઠને તેડાવો રે, લાગભાગ સોંપી દઉં.
મારા જેઠ વૈદ તેડાવે રે, રાજલ મારવાડી!
નૈ જીવું, કેસરિયાલાલ! કાંટો ઝેરી છે.

મારી સાસુને તેડાવો રે, ઘરબાર સોંપી દઉં.
મારી સાસુ વૈદ તેડાવે રે, રાજલ મારવાડી!
નૈ જીવું, કેસરિયાલાલ! કાંટો ઝેરી છે.

મારી શોક્યને તેડાવો રે, પરણ્યો સોંપી દઉં.
મારી શોક્ય વૈદ તેડાવે રે, રાજલ મારવાડી!
નૈ જીવું, કેસરિયાલાલ! કાંટો ઝેરી છે.

મારા પરણ્યાને તેડાવો રે, છોકરાં સોંપી દઉં.
મારો પરણ્યો વૈદ તેડાવે રે, કાંટો ઝેરી છે.
મારા પરણ્યાનો વૈદ સાચો રે, કાંટો કાઢ્યો છે;
જીવી-જીવી, કેસરિયાલાલ! કાંટો કાઢ્યો છે.

મારી સાસૂને તેડાવો રે, ઘરબાર મારૂં છે;
જી વી-જી વી, કેસરિયાલાલ! કાંટો કાઢયો છે.

મારાં જેઠને પાછા વાળો રે, લાગભાગ માગી લઉં;
જી વી-જી વી, કેસરિયાલાલ! કાંટો કાઢયો છે.

મારી શોક્યને તેડાવો રે, સાયબો પાછો લઉં;
જી વી-જી વી કેસરિયાલાલ! સાયબો મારો છે.



લોકગીત

## ૧૯૦. પ્રેમકલહ

( ઢાળ : લાંબી લાંબી પરસાળે કંઠ કારેલાં વેરાય જો! )

લવિંગ કેરી લાકડિયે રામે સીતાને માર્યાં જો!
ફૂલ કેરે દડૂલિયે સીતાએ વેર વાળ્યાં જો!
રામ! ત્હમારે બોલડિયે હું પરઘેર બેસવા જઈશ જો!
તમે જશો જો પરઘેર બેસવા, હું વાતુડિયો થઈશ જો!
રામ! ત્હમારે બોલડિયે હું પરઘેર દળવા જઈશ જો!
ત્હમે જશો જો પરઘેર દળવા હું ઘંટુલો થઈશ જો!
રામ! ત્હમારે બોલડિયે હું પરઘેર ખાંડવા જઈશ જો!
ત્હમે જશો જો પરઘેર ખાંડવા હું સાંબેલું થઈશ જો!
રામ! ત્હમારે બોલડિયે હું જળમાં માછલી થઈશ જો!
ત્હમે થશો જો જળમાં માછલી હું જળમોજું થઈશ જો!
રામ! ત્હમારે બોલડિયે હું આકાશવીજળી થઈશ જો!
ત્હમે થશો જો આકાશવીજળી હું મેહુલિયો થઈશ જો!
રામ! ત્હમારે બોલડિયે હું બળીને ઢગલી થઈશ જો!
ત્હમે થશો જો બળીને ઢગલી હું ભભૂતિયો થઈશ જો!



લોકગીત

## ૧૯૧. સાયબાની મીઠી શીખ

સૈયર મોરી ! ગરબા કોર્યા ચાર જો,
　　ગરબડીઓ રમે રે તેવતેવડી રે લોલ.
સૈયર મોરી ! શરદ પુનમની રાત જો,
　　અજવાળાં પડે રે માણેકચોકમાં રે લોલ.

હું ઊભી મારા ઓરડિયાની બા'ર જો,
　　સૈયરૂં આવે રે મુજને તેડવા રે લોલ.
સૈયર મોરી ! સસરાને જગાડો જો,
　　સસરાનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી ! સાસૂને જગાડો જો,
　　સાસૂનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.
સૈયર મોરી ! જેઠને જગાડો જો,
　　જેઠનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી ! જેઠાણીને જગાડો જો,
　　જેઠાણીનાં મોકલિયાં રમવા આવશું રે લોલ.
સૈયર મોરી ! સાયબાને જગાડો જો,
　　સાયબાના મોકલિયાં રમવા આવશું રે લોલ.

ગોરી મોરી ! આછા સાળુ ઓઢો જો,
　　પરણતડી ભીડો તો દીસો પાતળાં રે લોલ.
ગોરી મોરી ! હળવે તાળી પાડો જો,
　　હાથડિયા ચમચમશે, ખંભા દુઃખશે રે લોલ.
ગોરી મોરી ! હળવે ફૂદડી ફરજો જો,
　　ફેરડિયા ચડશે, ને થાશો આકળાં રે લોલ.

ગોરી મોરી! ઝીણે રાગે ગાજો જો;
જશોદાનો જીવણ જોવા આવશે રે લોલ.

રઢિયાળી રાત



## ૧૯૨. ગરબો ઘેલો કીધો

ક્‌હાન! ત્હારી મોરલીએ જી રે મ્હારાં મન હર્યાં.

સમી સાંઝની જી રે વિજોગણ ક્યહાં રે વાગી?
ગૂઢા રાગની જી રે મોરલી ક્યહાં રે વાગી?
મધરાતની જી રે અભાગણી ક્યહાં રે વાગી?
સરવા સાદની જી રે મોરલી ક્યહાં રે વાતી?

ક્‌હાન! ત્હારી મોરલીએ જી રે ગરબો ઘેલો કીધો.
સમી સાંઝની૦ વિ.

ક્‌હાન! ત્હારી મોરલીએ જી રે મા ને બાપ મેલ્યાં.
સમી સાંઝની૦ વિ.

ક્‌હાન! ત્હારી મોરલીએ જી રે રોતાં બાળ મેલ્યાં.
સમી સાંઝની૦ વિ.

ક્‌હાન! ત્હારી મોરલીએ જી રે સૈયરુંનો સાથ મેલ્યો.
સમી સાંઝની૦ વિ.

ક્‌હાન! ત્હારી મોરલીએ જી રે કોઠીએ કણ ખૂટ્યા.
સમી સાંઝની૦ વિ.

લોકગીત



# અનુક્રમણિકા

| અંક | રાસ | કર્તા | રાસકુંજ પાનું | સ્વરલિપિ પાનું |
|---|---|---|---|---|
| ૧૨૧ | મેહુલો ગાજે ને માધવ | નરસિંહ મહેતા | ૧૩૧ | |
| ૧૨૨ | મેંદી તે વાવી માળવે | રઢિયાળી રાત | ૧૦૮ | ૩૯ |
| ૧૨૩ | મૈયા મધુરી શારદા | ચૂનીલાલ તારકસ | ૧૭૭ | ૯૬ |
| ૧૨૪ | મોરલીમાં ગાયું એવું શું ? | રમણીક મહેતા | ૧૭૩ | |
| ૧૨૫ | મોરલી વાગી રે | દયારામ | ૩૨ | ૭ |
| ૧૨૬ | મોહનજી મનમોર નન્દનો | મયૂખ | ૧૨૭ | ૧૩૬ |
| ૧૨૭ | મ્હારા અન્તરમાં જ્યોતિ | શ્રી ઉપેન્દ્રાચાર્ય | ૭૩ | ૨૨ |
| ૧૨૮ | મ્હારા અન્તરમાં વીણા | શ્રી જયન્તીદેવી | ૭૨ | ૨૨ |
| ૧૨૯ | મ્હારા ઘર પછવાડે રે | રામનારાયણ | ૧૫૩ | |
| ૧૩૦ | મ્હારા સૂના મન્દિરિયા | ત્રિભુવન વ્યાસ | ૫૯ | ૮ |
| ૧૩૧ | મ્હારી મેંદીનો રંગ | મેઘાણી | ૧૫૦ | |
| ૧૩૨ | મ્હારી વીણા તણા તારો | શ્રી જયન્તી દેવી | ૭૫ | ૨૪ |
| ૧૩૩ | મ્હારી સજનિ ! ચાલો, | અજ્ઞાત | ૧૮૩ | ૧૩૨ |
| ૧૩૪ | મ્હારે અંગ ચાંદાસૂરજ | ગજાનન જોશી | ૪૭ | |
| ૧૩૫ | મ્હારે આંગણ સુન્દર | ગિરીશ | ૧૨ | ૧૦ |
| ૧૩૬ | રજનીના ઓળા આવે | સ્નેહરશ્મિ | ૪૩ | ૩ |
| ૧૩૭ | રસની રસરેલ, સખિ ! | પાદરાકર | ૧૮૨ | ૧૩૭ |
| ૧૩૮ | રાધા-કૃષ્ણ વિના બીજું | મીરાંબાઈ | ૧૨૨ | ૩૪ |
| ૧૩૯ | રાધા પ્યારી ! દે ! દે ! | મીરાંબાઇ | ૭૮ | ૨૭-૨૮ |
| ૧૪૦ | રે ! જાગો, જુવાનો ! | ત્રિભુવન વ્યાસ | ૧૫૮ | |
| ૧૪૧ | લવિંગ કેરી લાકડીએ | લોકગીત | ૧૮૭ | |
| ૧૪૨ | લાધ્યું સુહાગી દેવ | ચાંપશી ઉદેશી | ૯૮ | ૫૫ |
| ૧૪૩ | લીલા છે મોર, | મેઘાણી | ૨૪ | ૮૩ |
| ૧૪૪ | લૂછશો ના, કોઇ | જ્યોત્સ્ના શુક્લ | ૫૫ | ૫૧ |
| ૧૪૫ | લેને ત્હારી લાકડી | મીરાંબાઇ | ૧૬૪ | |

# શુદ્ધિ

| પૃષ્ઠ | રાસ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૮ | ૧૭ | | ફૂટનોટમાં નીચેની ટીકા ઉમેરોઃ— | |

[ નીચેના લોકગીત ઉપરથી આ ગીત કરેલું છે :

હું રે ૧ ગોવાલણ ૧ રે ગોકુળ ગામની
૨ અંમારાં મહી ૨ કોઈ લ્યો રે ગોવાલણ ગોકુળ ગામની.
પગ પરમાણે રે કડલાં બિરાજે,
કાંબિયુંએ લીધો વાદ ગોવાલણ રે ગોકુળ ગામની.
પાઠાન્તરો ૧–૧ મહિયારણ ૨–૨ મહી મારાં

ગીતનો રાહ ઘણો જ મધુર અને મસ્ત હલકવાળો છે, પણ ઘણાંખરાં ગાવાનાં લોકગીતોમાં હોય છે તેમ, તેમાં ટેકની કડી સિવાયના કાવ્યનો હાલ કશો જ અર્થ નથી એમ કહીએ તો ચાલે. એટલે ગાવાના કામમાં આવે એટલા માટે એ બે લીટીઓ કાયમ રાખી એ જ રાહમાં બીજી પંક્તિઓ જોડીને મૂકી છે. ગોના અનેક અર્થોમાં, આકાશ, કિરણ, સ્વર્ગ, દિક્પ્રાન્ત, ચન્દ્ર વગેરે સંસ્કૃત કોશમાં આપેલા છે તેમાંથી અનુકૂળ પડે તે એક કે અનેક અર્થ કે અર્થો લેવા.

ગાવામાં થતા ઉચ્ચાર પ્રમાણે ગીતમાં જોડણી રાખી છે. દેવગંગા–સ્વર્ગગંગા.]

| પૃષ્ઠ | રાસ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૯ | ૧૮ | ૧૮ | હે | |
| ૨૨ | ૨૦ | ૮ | પછી નીચેની કડી ઉમેરોઃ— | |

" સખિ ! ગાતાં હલકથી ગીતડાં ;
ઉરભાવો છલકી જાય રે !
મ્હારી "૦

| | | | | |
|---|---|---|---|---|
| ૪૮ | ૪૩ | ૨ | શાય | કાય |
| ૪૮ | ૪૩ | ૩ | વાટે | વાટો |
| ૪૮ | ૪૩ | ૪ | જાયાં | જપ્યાં |
| ૧૨૯ | ૧૨૮ | ૨ | નભે | નભ |
| ૧૨૯ | ૧૨૮ | ૧૧ | વાર | વાટ |
| ૧૩૪ | ૧૩૪ | ૨ | માધલ | માધવ |
| ૧૫૩–૫૪ | ૧૫૩ | દરેક કડીમાં | સહીયર | સહિયર |
| ૧૫૪ | ,, | ૧૦ | સૂર | પ્રાણ |
| ,, | ,, | ૧૧ | પ્રાણ પૂરાય | સૂર ગવાય |
| ,, | ,, | ૧૫ | એ તો | અમથો |
| ,, | ,, | ૧૯ | એકના | એકમાં |
| ,, | ,, | ૨૩ | કહેવાય રે | કૃહેવાય રે |
| ૧૫૭ | ૧૫૭ | ૪ | પછી નીચેની લીટી ઉમેરોઃ— “આવજે, ને એક પીંછ વેરજે હો !” | |



# રાસકુંજ

## પ્રથમ આવૃત્તિ માટે મળેલા કેટલાક અભિપ્રાયો

શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ—

"નવરાસસંગ્રહમાં આ 'રાસકુંજ'નો રાસસંગ્રહ સર્વમ્હોટો અને સર્વોત્તમ છે...બીજો આવો રાસસંગ્રહ છપાતાં વર્ષો વીતશે. આ રાસસંગ્રહ એટલે અનેક કલારસિકોનો સહકાર...ગુર્જરસંગીતની એમની ભક્તિભાવભરી ઉપાસનાનું તો આ સંગ્રહ મૂર્ત સ્વરૂપ છે... પ્રત્યેક રાસસંગ્રહ પ્રગટે છે એ જાણે ગુર્જરવ્યોમે એક રસવાદળી વરસે છે, અને ગુર્જરજનતાની રસિકતા એથી ઓછીવધતીયે પાંગરે છે. આ રાસસંગ્રહ પણ એક ભરી-ભરી રસવાદળી છે, ને ગુજરાતની રસિકતાને પાંગરાવશે."

શ્રી. નરસિંહરાવ ભોળાનાથ—

"...ગીતોની પસંદગી પણ, તે તે ગીતોની ગેયતાની દૃષ્ટિયે, સુરુચિથી કરેલી જણાય છે. આ સંગ્રહની યોજના સ્વતંત્ર અને રસ ઉત્પન્ન કરે હેવી છે."

શ્રી. બળવંતરાય ક. ઠાકોર—

"સૌ. શાન્તિબ્હેન બરફીવાળાએ જે જાતની કવિતાઓ સંગ્રહી છે તે એ જાતમાંની ઉત્તમ કવિતાઓ : ભાગ્યે કોઇ એ જાતની ખરેખર સારી કવિતા રહી ગઇ હોય એટલો મ્હોટો સંગ્રહ એમણે કર્યો છે."

શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ—

"રાસકુંજમાં તમે પ્રશંસાપાત્ર શ્રમ લેઈને રાસની આકર્ષક વરણી કરી છે. વળી એમાં રાસ અને ગરબીનો તેમજ ગરબી અને રાગોનો ઝીણવટથી વિવેક પણ કરવામાં આવ્યો છે. રાસકુંજ તેની વિવિધતાથી સ્ત્રી તથા પુરૂષને, વિદ્વાન તથા સામાન્ય વાચકને રુચિકર થશે."

શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—

"રાસકુંજમાંના રાસ પસંદ કરવામાં તમે એક જ દૃષ્ટિબિન્દુ રાખ્યું છે, તે એજ કે આપણા સાહિત્યની ઉત્તમોત્તમ કૃતિઓ જ પસંદ કરવી અને તેમ કરવામાં તમે સફળતા સંપૂર્ણ રીતે મેળવી છે."

શ્રી. અરદેશર ફ્રે. ખબરદાર—

"રાસકુંજનાં બન્ને પુસ્તકો ગુજરાતના રાસસંગ્રહોમાં નોખી ભાત પાડે છે...ચૂંટણી પણ રસભરી છે. પ્રયાસ બહુ સ્તુતિપાત્ર છે."

શ્રી. ઝવેરચન્દ મેઘાણી—

"અર્વાચીન રાસ-યુગના પ્રતિનિધિ સંગ્રહ તરીકે આ સંગ્રહનું સ્થાન ઊંચું લેખાશે. એની વીણણીમાં વિવેક અને પરિશ્રમ બન્નેનું દર્શન થાય છે."

શ્રી. જ્યોત્સ્નાબ્હેન શુક્લ—

"સામટા રાસસાહિત્યનું દોહન કરીને તેમાંથી ચૂંટી કાઢેલા સુન્દર રાસોનો સંગ્રહ તે આ 'રાસકુંજ'...આવો સામટો રાસસંગ્રહ અત્યાર સુધી બીજો કોઈ પ્રગટ થયો હોય એવું જાણ્યામાં નથી."

શ્રી. કેશવ હ. શેઠ—

"આજ સુધી પ્રસિદ્ધ થએલા રાસસંગ્રહોમાં એ અજોડ છે એમ જણાવતાં અતિ આનન્દ પામું છું."

શ્રી. રામમોહનરાય જસવંતરાય—

"રાસકુંજનો સંગ્રહ–આજ સુધીમાં તે દિશામાં થયેલ સર્વ કરતાં–મ્હોટો, વ્યાપક અને વિશિષ્ટ છે, એમાં શક નથી. રાસની પસંદગી તથા ગોઠવણીની પદ્ધતિ પ્રશંસાપાત્ર છે...ઉપરાંત વળી સફાઇદાર છાપકામ, સારા કાગળ અને પ્રમાણમાં ઘણી ઓછી કિંમ્મત ...એટલું નક્કી છે કે ત્હમારા આ સત્પ્રયાસની સફળતા થઇ છે, એવી ખાત્રીથી થતો પ્રામાણિક આત્મસંતોષ ત્હમને જરૂર આનંદ આપશે."

શ્રી. લલિતજી—

"રાસકુંજમાંથી રસજીવનની ઉજ્જવળતાભરી ભાવનાઓ, ગીતલહરીભર્યા ભાવો, ગુર્જરીનાં ગર્જન, સ્વરરચના વગેરે અનેકવિધ સામગ્રીને લીધે આનન્દતૃપ્તિ મળશે."

શ્રી. મંજુલાલ મજમુદાર—

"અર્વાચીન યુગના રાસસંગ્રહોમાં સૌથી વધારે પદ્ધતિસર અને બને તેટલો સર્વગ્રાહી બનાવવા પરિશ્રમ લેવાયેલો એવો આ એકલો જ સંગ્રહ છે."

શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ—

"આપની ચૂંટણી બ્હોળી છતાં વિવેકભરી અને રસમય થઇ છે."

શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા—

"જેટલા જેટલા રાસસંગ્રહો અત્યાર સુધીમાં પ્રગટ થયા છે તેમાં સૌ. શાન્તિબ્હેનનો આ રાસકુંજ સહુથી વધુ ઉપયોગી, રસિક અને વિવિધતાથી ભરેલો છે...એમાંનો એકેએક રાસ ગુર્જરસુન્દરીના કંઠને, ગુજરાતની સંસ્કૃતિને અને નૂતન ગુજરાતના ઘડતરને શોભાવે તેવો છે."

શ્રી. ઉપેન્દ્રાચાર્યજી—

"રાસકુંજ જોતાં તમારી કાવ્યોની રુચિ બહુ ઊંચા પ્રકારની જણાય છે...રાસકુંજનાં વાચનથી અનેકના અંતઃકરણ ઉચ્ચ સાહિત્ય તરફ વળશે...અનેક અભ્યાસીઓને એ તમારી પ્રવૃત્તિ બહુ રીતે ઉપયોગી અને સહાયક થઇ પડશે એ નિશ્ચય છે."

સ્વ૰ શ્રી. અમૃતલાલ દાણી—

"આવો પ્રતિનિધિક રાસસંગ્રહ ગુજરાતણોને ચરણે ધર્યો તે જોઇને અત્યંત આનન્દ થાય છે...આવો રાસક્રમ ગોઠવી આપે રાસલેખનનો ઇતિહાસ મૂર્તસ્વરૂપે ધર્યો છે અને એ રીતે તુલનાત્મક અભ્યાસ માટે સુન્દર અનુકૂળતા કરી આપી છે."

સૌરાષ્ટ્ર—

"જ્યાં જ્યાં સોહાગણ ગુજરાતણ વસતી હોય ત્યાં ત્યાં આ રાસકુંજ હૃદયના સાચા ઉમળકાભર્યો આદર પામશે સૌ. શાન્તિની રાસની પસંદગી ગમે તેટલા દુરારાધ્ય કલાકારને ય સંતોષે એવી છે. અઢીસો પાનાંનો આ સંગ્રહ સવા રૂપિયામાં સોંઘો ગણાય."

પ્રસ્થાન–( શ્રી. રામનારાયણ પાઠક )—

"અત્યાર સુધીના રાસસંગ્રહોમાં તેમનાં પુસ્તકો વિશિષ્ટ સ્થાન લે છે."

કૌમુદી—

"પુરુષો તો આ વિવેકપૂર્વક ચૂંટાયલી અને ગૂંથાયલી કળીઓની સૌરભ આનન્દથી લેશે જ. પણ રાસપ્રિય ભીમંડળોમાં તો એ સવિશેષ આનંદપાત્ર થવી જોઇએ."

સાહિત્ય—

"આ સંગ્રહનો ઉદ્દેશ સર્વ રીતે પાર પડ્યો એ જોઇ અમને આનન્દ થાય છે...ગુજરાતના ગરબા-ગરબીઓની પરીક્ષા કરવી, તેમાંથી સંગીતમય હોય તેને પારખવાં અને તેમાંથી શ્રેષ્ટ હોય તેને ચૂંટવાં એ કાર્ય કેટલું બધું કપરૂં છે, કેટલો બધો વિવેક માગી લે અને કેટલા વિરલ સંસ્કારને કામે લગાડે એનો વિચાર કરીશું તો શાન્તિબ્હેને હાથમાં લીધેલા અને પાર પાડેલા કાર્યની કિમ્મત આંકી શકીશું."

ગુણસુન્દરી—

"જુદા જુદા કવિઓના સુન્દર રાસગીતિથી ભરેલો લગભગ ૨૫૦ પાનાંનો આ ગ્રંથ ગુજરાતના અનુપમ રાસધનની તીજોરીરૂપ બન્યો છે."

સ્ત્રીબોધ—

"રાસકુંજમાં વિશેષતાઓ અનેક છે...આ પુસ્તક દરેક સંસ્કારી કુટુંબમાં સ્થાન મેળવશે એમ સહજ ધારી શકાય."

મૉડર્ન રિવ્યુ—

"Mrs. Shanti has, with the acumen peculiar to her sex, selected the best songs in her collection and produced a compilation, which is one of the best of its kind. With great thoughtfulness she has in the other work published the musical scale of the songs selected and thus put her work on a scientific basis."

—20472